વૈજ્ઞાનિક સમાજવાદ શ્રેણી

# માર્ક્સ અને એંગેલ્સ

# કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું

દુનિયાના કામદારો, એક થાઓ!

## કાર્લ માર્ક્સ
અને
## ફ્રેડરિક એંગેલ્સ

# કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું

પરિશિષ્ટ

ફ્રેડરિક એંગેલ્સ
સામ્યવાદના સિદ્ધાંતો



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

## પ્રકાશકોના બે શબ્દો

'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામા'નો આ ગુજરાતી અનુવાદ ૧૮૮૮માં સેમ્યુએલ મૂરે ૧૮૪૮ની મૂળ જર્મન વાચનામાંથી કરેલા અને ફ્રેડરિક એંગેલ્સે સંપાદિત કરેલા અંગ્રેજી અનુવાદમાંથી કરવામાં આવ્યો છે.

આ આવૃત્તિમાં એંગેલ્સે ૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિ માટે અને ૧૮૯૦ની જર્મન આવૃત્તિ માટે લખેલી નોંધો તેમ જ વિવિધ આવૃત્તિઓની લેખકોની પ્રસ્તાવનાઓ સામેલ કરવામાં આવી છે. પરિશિષ્ટ રૂપે એંગેલ્સની કૃતિ 'સામ્યવાદના સિદ્ધાંતો' આપવામાં આવી છે.



$M\frac{10101-305}{014(01)-74}987-74$

## અનુક્રમણિકા


૧૮૭૨ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . . ૯
૧૮૮૨ની રશિયન આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . ૧૧
૧૮૮૩ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . . ૧૩
૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . . ૧૫
૧૮૯૦ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . ૨૧
૧૮૯૨ની પોલીશ આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . . ૨૮
૧૮૯૩ની ઈટાલિયન આવૃત્તિની પ્રસ્તાવના . . . . . . . . ૩૦


## કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું


**૧. મૂડીદાર અને સર્વહારાઓ** . . . . . . . . . ૩૬
**૨. સર્વહારાઓ અને કોમ્યુનિસ્ટો** . . . . . . . . . ૫૧
**૩. સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય** . . . . . . . ૬૨

૧. પ્રત્યાઘાતી સમાજવાદ ૬૨

ક. સામંતી સમાજવાદ . . . . . . . . . . ૬૨
ખ. નિમ્ન-મૂડીવાદી સમાજવાદ . . . . . . . . ૬૪
ગ. જર્મન અથવા “ખરો” સમાજવાદ . . . . . . . ૬૫

૨. રૂઢિચુસ્ત, અથવા મૂડીવાદી, સમાજવાદ . . . . . . ૬૮

૩. ટીકાત્મક-તરંગી સમાજવાદ અને સામ્યવાદ . . . . ૭૦
**૪. વિવિધ વર્તમાન વિરોધી પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોનું ધોરણ** . . . . . . . . . . . . . . ૭૪

પરિશિષ્ટ

**ફ્રેડરિક એંગેલ્સ. સામ્યવાદના સિદ્ધાંતો** . . . . . . . . ૭૯
ટિપ્પણીઓ . . . . . . . . . . . . . . ૧૦૧

"નૂતન વિશ્વ દૃષ્ટિકોણની, સામાજિક જીવનના ક્ષેત્રને પણ આવરી લેતા સુસંગત ભૌતિકવાદની, વિકાસના અત્યંત સર્વાંગી અને ગહન સિદ્ધાંત રૂપે દ્વંદ્વવાદની, વર્ગસંઘર્ષના તથા નવતર સામ્યવાદી સમાજનું સર્જન કરનારા સર્વહારા વર્ગની વિશ્વ-ઐતિહાસિક ક્રાંતિકારી ભૂમિકાના સિદ્ધાંતની, પ્રતિભામય સ્પષ્ટ અને તેજસ્વી રૂપરેખા આ કૃતિમાં રજૂ કરવામાં આવી છે."

**લેનિન**

# ૧૮૭૨ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના

'કોમ્યુનિસ્ટ લીગે', એ વખતે પ્રવર્તમાન સંજોગોમાં બેશક ગુપ્ત જ હોઈ શકે એવા આંતરરાષ્ટ્રીય કામદાર મંડળે, આ શબ્દોના લેખકોને, ૧૮૪૭ના નવેંબરમાં લંડનમાં ભરાયેલી કોંગ્રેસમાં, પાર્ટીનો વિગતવાર સૈદ્ધાંતિક અને અમલી કાર્યક્રમ ઘડી કાઢવાની કામગીરી સોંપી હતી. અહીંયાં પ્રસ્તુત 'જાહેરનામા'ની રચના એવી રીતે થઈ હતી. તેની હસ્તપ્રત ફેબ્રુઆરી ક્રાંતિથી[1] થોડાંક અઠવાડિયાં પહેલાં, મુદ્રણ માટે, લંડન મોકલવામાં આવી હતી. તેનું સૌપ્રથમ પ્રકાશન જર્મન ભાષામાં થયું ત્યાર પછી જર્મની, ઈંગ્લેંડ, અને અમેરિકામાં તેની ઓછામાં ઓછી બાર જુદી જુદી આવૃત્તિઓ પ્રકાશિત થઈ છે. અંગ્રેજી ભાષામાં તેનું પહેલું પ્રકાશન ૧૮૫૦માં લંડનના *«Red Republican»*માં થયું હતું. તેનો અનુવાદ મિસ હેલન મેકફર્લેને કર્યો હતો. ૧૮૭૧માં ઓછામાં ઓછા ત્રણ જુદા જુદા અંગ્રેજી અનુવાદો અમેરિકામાં પ્રકાશિત થયા હતા. ફ્રેંચ ભાષામાં પ્રથમ પ્રકાશન ૧૮૪૮ના જૂન વિપ્લવથી થોડાક વખત પહેલાં પેરિસમાં[2] થયું હતું, અને ફરી વાર તાજેતરમાં ન્યુયોર્કના *«Le Socialiste»*માં થયું હતું. નવો ફ્રેંચ અનુવાદ હાલ તૈયાર થઈ રહ્યો છે. જર્મન ભાષામાં પ્રથમ પ્રકાશન પછી થોડાક વખતે લંડનમાં પોલીશ ભાષામાં પ્રકાશન થયું હતું. રશિયન અનુવાદ સાતમા દાયકામાં જિનિવામાં પ્રકાશિત થયો હતો. સૌપ્રથમ પ્રકાશન પછી થોડાક વખતે ડેનિશ ભાષામાં પણ તેનું પ્રકાશન થયું હતું.

ગત પચીસ વરસો દરમિયાન પરિસ્થિતિમાં ભલે ગમે એટલું પરિવર્તન થયું હોય તોપણ, 'જાહેરનામા'માં નિરૂપિત કરવામાં આવેલા સામાન્ય સિદ્ધાંતો, સમગ્ર રૂપે, આજે પણ હંમેશ જેટલા જ ખરા છે. ક્યાંક ક્યાંક કોઈ વિગત સુધારી શકાય ખરી. ખુદ 'જાહેરનામા'માં જણાવવામાં આવ્યું છે તેમ, સિદ્ધાંતોના વાસ્તવિક અમલનો આધાર, દરેક ઠેકાણે અને હંમેશાં, તત્કાલીન પ્રવર્તમાન ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર જ રહેશે. એટલે, બીજા વિભાગના અંતમાં રજૂ કરવામાં આવેલાં ક્રાંતિકારી કદમો પર કોઈ ખાસ ભાર નથી મૂકવામાં આવ્યો.

એ ફકરો આજે ઘણી દૃષ્ટિએ સાવ જુદા શબ્દોમાં લખવામાં આવ્યો હોત. છેલ્લાં પચીસ વરસો દરમિયાન આધુનિક ઉદ્યોગે ભરેલી પ્રચંડ ફાળોને અને તેની સાથે સાથે પાર્ટી તરફથી કામદાર વર્ગના બહેતર તથા વિસ્તૃત સંગઠનને ધ્યાનમાં લેતાં, પહેલાં ફેબ્રુઆરી ક્રાંતિ દરમિયાન અને તેનાથીયે વધારે પ્રમાણમાં ત્યાર પછી પેરિસ કોમ્યુન[3] દરમિયાન — સર્વહારા વર્ગે પહેલી જ વાર જેમાં પૂરા બે મહિના રાજકીય સત્તા પોતાના કબજામાં રાખી હતી એ પેરિસ કોમ્યુન દરમિયાન — હાંસલ કરવામાં આવેલા અમલી અનુભવને ધ્યાનમાં લેતાં, આ કાર્યક્રમની કેટલીક વિગતો કાલગ્રસ્ત બની ગઈ છે. કોમ્યુનથી એક બાબત વિશેષ રૂપે સાબિત થઈ ગઈ કે "કામદાર વર્ગ તૈયાર રાજ્યતંત્રને સીધું કબજે કરી લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે." (જુઓ — *«The Civil War in France; Address of the General Council of the International Working Men's Association», London, Truelove, 1871, p. 15,* જ્યાં આ મુદ્દાની વધુ છણાવટ કરવામાં આવી છે.) વધુમાં — આપોઆપ દેખાઈ આવે છે કે સમાજવાદી સાહિત્યનું વિવેચન અપૂર્ણ છે કારણ કે તે માત્ર ૧૮૪૭ સુધીનું જ છે. એ ઉપરાંત, વિવિધ વિરોધી પાર્ટીઓ જોડે કોમ્યુનિસ્ટોના સંબંધો અંગેનાં મંતવ્યો (ચોથો વિભાગ) સિદ્ધાંતની દૃષ્ટિએ આજે પણ ખરાં હોવા છતાં વાસ્તવમાં કાલગ્રસ્ત થઈ ગયેલાં છે કારણ કે રાજકીય પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ છે. અને તેમાં ઉલ્લેખિત પાર્ટીઓમાંથી મોટા ભાગની પાર્ટીઓને ઈતિહાસે જગતમાં નષ્ટ કરી નાખી છે.

પરંતુ 'જાહેરનામું' તો હવે ઐતિહાસિક દસ્તાવેજ બની ગયું છે અને તેમાં ફેરફાર કરવાનો અધિકાર અમને નથી રહ્યો. ૧૮૪૭થી વર્તમાન સમય સુધીના ગાળાને આવરી લેતું આમુખ કદાચ આ પછીની આવૃત્તિમાં સામેલ કરવામાં આવે. આ પુનર્મુદ્રણ એટલું અણધાર્યું થયું છે કે તેને માટે અમને વખત જ નથી મળ્યો.

લંડન, ૨૪મી જૂન, ૧૮૭૨ **કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ**

*«Das Kommunistische Manifest. Neue Ausgabe mit einem Vorwort der Verfasser»* નામે પુસ્તિકામાં પ્રકાશિત, લિપઝિગ, ૧૮૭૨

## ૧૮૮૨ની રશિયન આવૃત્તિની પ્રસ્તાવના

'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામા'ની પ્રથમ રશિયન આવૃત્તિ સાતમા દાયકાના[4] આરંભમાં 'કોલોકોલ'ના[5] મુદ્રણ કાર્યાલયે પ્રકાશિત કરી હતી. તેનો અનુવાદ બાકૂનિને કર્યો હતો. એ વખતે પશ્ચિમને તેમાં ('જાહેરનામા'ની રશિયન આવૃત્તિમાં) કેવળ સાહિત્યિક અજાયબી જ નજરે પડી હતી. આજે એવો ખયાલ અશક્ય છે.

'જાહેરનામા'નો છેલ્લો વિભાગ—જુદા જુદા દેશોમાં વિવિધ વિરોધી પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોના ધોરણ અંગેનો વિભાગ—તદ્દન સ્પષ્ટ બતાવે છે કે એ વખતે (૧૮૪૭ના ડિસેંબરમાં) સર્વહારા આંદોલનનું ક્ષેત્ર કેટલું સીમિત હતું. તેમાં રશિયા અને અમેરિકાનો ઉલ્લેખ જ નથી. એ જમાનો એવો હતો કે જ્યારે રશિયા સમગ્ર યુરોપીય પ્રત્યાઘાતની આખરી પ્રચંડ તાકાત બની રહ્યું હતું, અને અમેરિકા યુરોપના વધારાના સર્વહારા પરિબળોને અમેરિકામાં વસવાટની છૂટ આપીને પોતાની અંદર સમાવી રહ્યું હતું. બન્ને દેશો યુરોપને કાચો માલ અને સાથે સાથે તેની ઔદ્યોગિક પેદાશો માટે બજારો પૂરાં પાડતા હતા. એટલે એ વખતે એક યા બીજી રીતે બન્ને દેશો પ્રવર્તમાન યુરોપીય વ્યવસ્થાના આધારસ્તંભ હતા.

આજે કેટલો બધો ફેર પડી ગયો છે! યુરોપથી આવીને વસેલા માણસોને કારણે જ ઉત્તર અમેરિકા એવા પ્રચંડ પાયા પર ખેતીવાડીનું ઉત્પાદન કરવા સુસજ્જ બન્યું કે તેની હરીફાઈ યુરોપમાં મોટી અને નાની જમીન-મિલકતના પાયા હચમચાવી રહી છે. વળી એ જ કારણે અમેરિકા પોતાની ઔદ્યોગિક સાધનસંપત્તિનો ઉપયોગ એટલી સ્ફૂર્તિથી તથા એવડા પાયા પર કરી શક્યું કે પશ્ચિમ યુરોપની અને ખાસ કરીને તો હાલ સુધી કાયમ રહેલી ઇંગ્લેંડની ઔદ્યોગિક ઇજારદારી થોડા વખતમાં જ ખતમ થઈ જવાની. આ બન્ને સંજોગો ખુદ અમેરિકામાં જ ક્રાંતિકારી પ્રતિક્રિયા કરી રહ્યા છે. ખેડૂતોની નાની અને મધ્યમ જમીનમાલિકી, આખી રાજકીય સંઘટનાની આધારશિલા, વિશાળ

ખેતરોની હરીફાઈનો ભોગ બની રહી છે; તેની સાથે સાથે, ઔદ્યોગિક વિસ્તારોમાં પહેલી જ વાર વ્યાપક સર્વહારા વર્ગનો તેમ જ મૂડીનાં કલ્પનાતીત કેંદ્રીકરણોનો વિકાસ થઈ રહ્યો છે.

અને હવે રશિયા! ૧૮૪૮-૪૯ની ક્રાંતિ દરમિયાન કેવળ યુરોપના રાજાઓને જ નહિ પરંતુ યુરોપના મૂડીદારને પણ, જાગ્રત થઈ રહેલા સર્વહારા વર્ગથી મુક્તિનો એકમાત્ર માર્ગ, રશિયન દખલગીરીના રૂપમાં મળ્યો. ઝારને યુરોપીય પ્રત્યાઘાતનો મુખી ઘોષિત કરવામાં આવ્યો. આજે તે ગાતચિનામાં[6] ક્રાંતિનો યુદ્ધકેદી છે, અને યુરોપની ક્રાંતિકારી પ્રવૃત્તિમાં રશિયાએ મોખરાનું સ્થાન લઈ લીધું છે.

આધુનિક મૂડીવાદી મિલકતના અનિવાર્ય રૂપે ઝળૂંબી રહેલા વિસર્જનની ઘોષણા 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ની મુખ્ય નેમ હતી. પરંતુ રશિયામાં ઝડપથી વિકસી રહેલી મૂડીવાદી ઠગબાજી તથા વિકાસની દિશામાં કદમ માંડી રહેલી મૂડીવાદી જમીન-મિલકતની સાથે સાથે આપણને જોવા મળે છે કે જમીનના અરધાથી વધારે હિસ્સા ઉપર કિસાનોની સામુદાયિક માલિકી છે. હવે સવાલ આવો છે— રશિયન ઓબ્શ્ચીના* કે જે ખૂબ કમજોર બની ગયેલ છે પરંતુ તોયે જમીનની આદિમ સામુદાયિક માલિકીનું રૂપ છે તે સીધું સામ્યવાદી સામુદાયિક માલિકીના ઉચ્ચતર રૂપમાં પલટાઈ શકશે ખરું? કે પછી, એથી ઊલટું, પશ્ચિમમાં વિસર્જનની જે પ્રક્રિયા ઐતિહાસિક ઉત્ક્રાંતિ બની છે એવી જ પ્રક્રિયા તેને પહેલાં પાર કરવી જ પડશે?

તેનો આજે એકમાત્ર શક્ય જવાબ આવો છે—જો રશિયન ક્રાંતિ પશ્ચિમમાં સર્વહારા ક્રાંતિ માટે સંકેત બની જાય, જેથી બન્ને પરસ્પર પૂરક બની રહે, તો રશિયામાં વર્તમાન સમયે જમીનની સામુદાયિક માલિકી છે તે સામ્યવાદી વિકાસના આરંભબિંદુની કામગીરી બજાવી શકે.

લંડન, ૨૧મી જાન્યુઆરી, ૧૮૮૨ **કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ**

---

*ઓબ્શ્ચીના—રશિયન ગ્રામસમાજ

## ૧૮૮૩ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના

ખેદની વાત છે કે આ આવૃત્તિની પ્રસ્તાવના ઉપર મારે એકલાએ જ હસ્તાક્ષર કરવાના છે. યુરોપ અને અમેરિકાનો સમગ્ર કામદાર વર્ગ જેનો અન્ય કોઈ માનવી કરતાં વધારે ઋણી છે એ માર્ક્સ હાઈગેટ કબ્રસ્તાનમાં ચિરનિદ્રામાં પોઢી ગયા છે, અને એમની કબર ઉપર ઘાસના ફણગા પણ ફૂટવા લાગ્યા છે. એમના અવસાન પછી તો 'જાહેરનામા'માં સુધારા કે વધારા કરવાનો કશો વિચાર ભાગ્યે જ કરી શકાય. હું તો નીચેની બાબત અહીંયાં ફરી વાર સ્પષ્ટ રૂપે જણાવવાનું હવે વધારે જરૂરી ગણું છું:

'જાહેરનામા'માં ઓતપ્રોત પાયાનો ખયાલ—કે આર્થિક ઉત્પાદન અને તેમાંથી જ આવશ્યક રૂપે ઉદ્ભવ પામતું પ્રત્યેક ઐતિહાસિક યુગનું સમાજતંત્ર, એ યુગના રાજકીય તથા બૌદ્ધિક ઈતિહાસનો પાયો બની રહે છે; તેના પરિણામે (જમીનની પ્રારંભિક સામુદાયિક માલિકીના વિસર્જન પછી) સમગ્ર ઈતિહાસ વર્ગસંઘર્ષોનો ઈતિહાસ રહ્યો છે, શોષિતો અને શોષકો વચ્ચેના, સામાજિક વિકાસને જુદે જુદે તબક્કે વર્ચસ્વ ધરાવતા અને તાબેદારી વેઠતા વર્ગો વચ્ચેના, સંઘર્ષોનો ઈતિહાસ રહ્યો છે; પરંતુ એ સંઘર્ષ હવે એવી કક્ષાએ પહોંચી ગયો છે કે શોષિત અને પીડિત વર્ગ (સર્વહારા વર્ગ) માટે, તેનું શોષણ તથા પીડન કરનારા વર્ગથી (મૂડીદાર વર્ગથી) મુક્તિ હાંસલ કરવાનું હવે, સાથોસાથ સમગ્ર સમાજને શોષણ, પીડન તથા વર્ગસંઘર્ષોથી મુક્ત કર્યા વગર, શક્ય નથી—આ પાયાનો ખયાલ કેવળ અને એકલા માર્ક્સનો જ છે.*

---

* "અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવનામાં મેં લખેલું કે જીવવિજ્ઞાનની બાબતમાં ડાર્વિનના સિદ્ધાંતે[7] જેવી કામગીરી બજાવી હતી એવી જ કામગીરી મારા અભિપ્રાયમાં ઈતિહાસની બાબતમાં બજાવવાનું ભવિષ્ય ધરાવતા આ વિધાન નજીક અમે બન્ને ૧૮૪૫ પહેલાં કેટલાંક વરસોથી ધીરે ધીરે પહોંચી રહ્યા હતા. મેં એ દિશામાં સ્વતંત્ર રીતે કેટલી પ્રગતિ કરી હતી તે 'ઈંગ્લેંડમાં કામદાર

આ વાત હું ઘણી વાર જણાવી ચૂક્યો છું, પરંતુ ચોક્કસ રૂપે હવે તો જરૂરી બની ગયું છે કે તેને 'જાહેરનામા'ની જોડાજોડ પણ રજૂ કરવામાં આવે.

લંડન, ૨૮મી જન, ૧૮૮૩ **એફ. એંગેલ્સ**

*«Das Kommunistische Manifest»*
નામે પુસ્તકમાં પ્રકાશિત,
હોટિંગન, ઝુરિક

---

વર્ગની સ્થિતિ' નામે મારી કૃતિમાં સ્પષ્ટ જોઈ શકાય છે. પરંતુ હું ૧૮૪૫ની વસંત દરમિયાન માર્ક્સને બ્રસેલ્સમાં ફરી વાર મળ્યો ત્યારે એમણે આ વિધાન ઘડીને તૈયાર કરી નાખ્યું હતું, અને તેને લગભગ મારી અહીંની રજૂઆત જેટલા જ સ્પષ્ટ શબ્દોમાં મારી સમક્ષ નિરૂપિત કર્યું હતું." (**૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.**)

'જાહેરનામા'નું પ્રકાશન 'કોમ્યુનિસ્ટ લીગ'ના—પહેલાં માત્ર જર્મન પરંતુ આગળ જતાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ અને તળ યુરોપખંડની ૧૮૪૮ પહેલાંની રાજકીય પરિસ્થિતિમાં અનિવાર્ય રૂપે ગુપ્ત સંસ્થાના—કાર્યક્રમ તરીકે થયું હતું. ૧૮૪૭ના નવેંબરમાં લંડનમાં ભરાયેલી લીગની કૉંગ્રેસમાં માર્ક્સ અને ઍંગેલ્સને પાર્ટીનો સંપૂર્ણ સૈદ્ધાંતિક તથા અમલી કાર્યક્રમ પ્રકાશન માટે તૈયાર કરવાની કામગીરી સોંપવામાં આવી હતી. ૧૮૪૮ના જાન્યુઆરીમાં જર્મન ભાષામાં ઘડવામાં આવેલા કાર્યક્રમની વાચના પ્રકાશન માટે ૨૪મી ફેબ્રુઆરીની ફ્રેંચ ક્રાંતિથી[8] થોડાંક અઠવાડિયાં પહેલાં લંડન મોકલવામાં આવી હતી. ફ્રેંચ અનુવાદનું પ્રકાશન ૧૮૪૮ના જૂનના વિપ્લવથી થોડાક વખત પહેલાં પેરિસમાં થયું હતું. મિસ હેલન મેકફર્લેને કરેલો પ્રથમ અંગ્રેજી અનુવાદ ૧૮૫૦માં લંડનમાં જ્યોર્જ જુલિયન હાર્નીના *«Red Republican»*માં પ્રકાશિત થયો હતો. ડેનિશ તથા પોલીશ આવૃત્તિઓ પણ પ્રકાશિત થઈ હતી.

૧૮૪૮ના જૂનના પેરિસ વિપ્લવના—સર્વહારા વર્ગ અને મૂડીવાદી વર્ગ વચ્ચેની મહાન લડાઈના—પરાજયે યુરોપીય કામદાર વર્ગની સામાજિક તથા રાજકીય આકાંક્ષાઓને થોડા વખત પૂરતી પૃષ્ઠભૂમિમાં ધકેલી દીધી. ત્યાર પછી વર્ચસ્વ માટેનો સંઘર્ષ ફેબ્રુઆરી ક્રાંતિ પૂર્વેના સમયની જેમ જ મિલકતદાર વર્ગના વિવિધ વિભાગો વચ્ચે ચાલતો રહ્યો, કામદાર વર્ગ રાજકીય રાહત માટે લડવાની હાલતમાં અને મધ્યમ વર્ગીય રેડિકલોની (આમૂલ પરિવર્તનવાદીઓની) ઉગ્ર પાંખની સ્થિતિમાં આવી ગયો હતો. સ્વતંત્ર સર્વહારા આંદોલનોએ જ્યાં જ્યાં ચેતનની નિશાનીઓ બતાવવાનું ચાલુ રાખ્યું ત્યાં ત્યાં તેઓને નિર્દય રીતે કચડી નાખવામાં આવ્યાં. એ રીતે પ્રશિયન પોલીસે 'કોમ્યુનિસ્ટ લીગ'ની એ વખતે ક્લોનમાં સ્થિત કેંદ્રીય સમિતિનો પત્તો મેળવી લીધો. સભ્યોને ગિરફતાર કરી લેવામાં આવ્યા અને અઢાર મહિનાના કારાવાસ પછી ૧૮૫૨ના ઑક્ટોબરમાં તેમની ઉપર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. આ પ્રખ્યાત "કલોન કોમ્યુનિસ્ટ

મુકદ્દમો" ચોથી ઑક્ટોબરથી બારમી નવેંબર સુધી ચાલ્યો. સાત કેદીઓને કિલ્લામાં કારાવાસની ત્રણ વરસથી લઈને છ વરસ સુધીની જુદી જુદી સજાઓ ફટકારવામાં આવી. ફેંસલા પછી તરત જ બાકીના સભ્યોએ લીગનું વિસર્જન કરી નાખ્યું. 'જાહેરનામા'નું ભવિષ્ય તો એ સમયથી જાણે વિસ્મૃતિમાં અટવાઈ જવાનું હોય એમ લાગતું હતું.

યુરોપીય કામદાર વર્ગે શાસક વર્ગોની ઉપર નવો હુમલો કરવા માટે પૂરતી તાકાત પાછી હાંસલ કરી લીધી ત્યારે 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'નો ઉદય થયો. પરંતુ યુરોપ અને અમેરિકાના સમગ્ર જોશીલા સર્વહારા વર્ગને એક જ સંગઠનમાં સાંકળી લેવાના ધ્યેય સારુ સ્થાપવામાં આવેલું એ મંડળ, 'જાહેરનામા'માં નિરૂપિત સિદ્ધાંતોની ઘોષણા તત્કાળ ન કરી શક્યું. ઈંગ્લેંડનાં ટ્રેડ યુનિયનોને, ફ્રાંસ, બેલ્જિયમ, ઇટાલી તથા સ્પેનમાં પ્રુધોંના[9] અનુયાયીઓને, અને જર્મનીમાં લાસાલપંથીઓને*[10] સ્વીકાર્ય બને એટલા પૂરતો બહોળો કાર્યક્રમ આંતરરાષ્ટ્રીય સંગઠને અપનાવવાનો હતો. તમામ પક્ષોને પૂરો સંતોષ આપે એવો કાર્યક્રમ માર્ક્સે ઘડી આપ્યો. તેમને વિશ્વાસ હતો કે સમન્વિત કદમ તથા પરસ્પર ચર્ચાવિચારણાના પરિણામે કામદાર વર્ગનો બૌદ્ધિક વિકાસ ચોક્કસ રૂપે થશે જ. મૂડીની સામેના સંઘર્ષની ખુદ ઘટનાઓ તથા ચડતીપડતીઓ, વિજયો કરતાંયે વધારે તો પરાજયો, કામદારોનાં મનમાં તેમની વિવિધ માનીતી તરકીબોના અપૂરતાપણાની પ્રતીતિ કરાવ્યા વગર તેમ જ કામદાર વર્ગની મુક્તિ અંગેના ખરા સંજોગોની વધારે પરિપૂર્ણ સમજણનો માર્ગ મોકળો કર્યા વગર રહે જ નહિ. અને માર્ક્સની ધારણા ખરી હતી. ૧૮૭૪માં આંતરરાષ્ટ્રીય સંગઠન તૂટી ગયું ત્યારે કામદારો ૧૮૬૪ના કામદારો કરતાં તદ્દન નિરાળા ઇન્સાનો હતા. ફ્રાંસમાં પ્રુધોંપંથ તથા જર્મનીમાં લાસાલપંથ ખતમ થઈ રહ્યા હતા. રૂઢિચુસ્ત અંગ્રેજ ટ્રેડ યુનિયનોમાંથી મોટા ભાગનાંએ આંતરરાષ્ટ્રીય સંગઠન જોડેના સંબંધો લાંબા વખત પહેલાં તોડી નાખ્યા હતા, પરંતુ તેઓ પણ ધીરે ધીરે આગળ વધતા એવે તબક્કે પહોંચી ગયા હતા કે ગયે વરસે સ્વાન્સીમાં તેમનો પ્રમુખ તેમના વતી આવા શબ્દો કહી શક્યો—"તળ યુરોપખંડના સમાજવાદથી હવે

---

*અમારી સમક્ષ લાસાલ વ્યક્તિગત રીતે પોતાને હંમેશાં માર્ક્સનો શિષ્ય ગણાવતો હતો અને તે મુજબ 'જાહેરનામા'નું ધોરણ માનતો હતો. પરંતુ ૧૮૬૨-૬૪ દરમિયાન જાહેર આંદોલનમાં તે રાજ્યનું ધિરાણ ધરાવતાં સરકારી કારખાનાંની માંગથી આગળ ન ગયો. (**એંગેલ્સની નોંધ.**)

અમે ત્રાસ નથી પામતા." હકીકતમાં, 'જાહેરનામા'ના સિદ્ધાંતોએ સઘળા દેશોના કામદાર ઇન્સાનોની અંદર સારી પેઠે પ્રગતિ સાધી હતી.

એ રીતે ખુદ 'જાહેરનામું' ફરી મોખરે આવ્યું. ૧૮૫૦ પછી સ્વિટ્ઝર્લૅંડ, ઇંગ્લૅંડ, અને અમેરિકામાં જર્મન વાચનાનું પુનર્મુદ્રણ કેટલીય વાર થયું હતું. ૧૮૭૨માં ન્યુયોર્કમાં તેનો અંગ્રેજી અનુવાદ થયો હતો અને ત્યાં «*Woodhull and Claflin's Weekly*»માં પ્રકાશિત કરવામાં આવ્યો હતો. એ અંગ્રેજી વાચનાનું ફ્રેંચ ભાષાંતર ન્યુયોર્કમાં «*Le Socialiste*»માં પ્રકાશિત થયું હતું. ત્યાર પછી વધુ બે લગભગ સાવ વિકૃત અંગ્રેજી અનુવાદો અમેરિકામાં છપાયા છે, અને તેમાંનો એક ઇંગ્લૅંડમાં ફરી છાપવામાં આવ્યો છે. બાકૂનિને કરેલો પ્રથમ રશિયન અનુવાદ લગભગ ૧૮૬૩માં જિનિવામાં હેર્ઝેનના 'કોલોકોલ' કાર્યાલયે પ્રકાશિત કર્યો હતો, અને પરાક્રમી વેરા ઝસૂલિચે* કરેલો બીજો રશિયન અનુવાદ પણ જિનિવામાં ૧૮૮૨માં પ્રકાશિત થયો હતો. નવી ડેનિશ આવૃત્તિ ૧૮૮૫માં કોપનહેગનમાં «*Socialdemokratisk Bibliothek*»માં પ્રગટ થઈ હતી, અને નવો ફ્રેંચ અનુવાદ ૧૮૮૫માં પેરિસમાં «*Le Socialiste*»માં પ્રકાશિત થયો હતો. એ ફ્રેંચ વાચનાનું સ્પેનિશ ભાષાંતર તૈયાર કરીને ૧૮૮૬માં મેડ્રિડમાં પ્રકાશિત કરવામાં આવ્યું હતું. જર્મન ભાષાનાં પુનર્મુદ્રણો તો ગણાય એમ જ નથી, બધાં મળીને ઓછામાં ઓછાં બાર તો થયાં જ છે. આર્મેનિયન ભાષામાં અનુવાદ કેટલાક મહિના પહેલાં કોન્સ્ટંટીનોપલમાં છપાવાનો હતો તે પ્રકાશિત થયો જ નહિ. તેનું કારણ મને એવું જણાવવામાં આવ્યું છે કે માર્ક્સનું નામ ધરાવતું પુસ્તક પ્રકાશિત કરવામાં પ્રકાશકને બીક લાગી, અને અનુવાદકે તેને પોતાની કૃતિ ગણાવવાનો ઇનકાર કર્યો. બીજી ભાષાઓમાં વધુ અનુવાદો વિશે મેં સાંભળ્યું છે ખરું, પણ મેં એ જોયા નથી. એ રીતે, 'જાહેરનામા'ના ઇતિહાસમાં આધુનિક કામદાર વર્ગીય આંદોલનનો ઇતિહાસ મહદંશે પ્રતિબિંબિત થાય છે. વર્તમાન સમયે સમગ્ર સમાજવાદી સાહિત્યમાં તે નિઃશંક અધિકતમ વ્યાપક તથા અધિકતમ આંતરરાષ્ટ્રીય પ્રકાશન પામેલી કૃતિ છે, સાઇબિરિયાથી કેલિફોર્નિયા સુધીના લાખો કામદાર ઇન્સાનોએ સ્વીકારેલો સર્વસામાન્ય કાર્યક્રમ છે.

---

*આગળ જતાં ૧૮૯૪માં એંગેલ્સે ખુદ, «*Internationales aus dem Volksstaat*» (૧૮૭૧-૭૫)માં પ્રકાશિત 'રશિયામાં સામાજિક સંબંધો' નામે લેખના બર્લિનમાં પ્રગટ થયેલા અનુકથનમાં, ઉચિત નિર્દેશ કર્યો હતો કે એ અનુવાદ હકીકતમાં જી.વી. પ્લેખાનોવે કર્યો હતો.—સં.

તેમ છતાં તે જ્યારે લખવામાં આવ્યું ત્યારે અમે તેને **સમાજવાદી** જાહેરનામું કહી શકીએ એમ નહોતા. ૧૮૪૭માં સમાજવાદીઓ કહેવાથી બે પ્રકારના માણસો સમજવામાં આવતા હતા. એક તો વિવિધ તરંગી વિચારધારાઓના અનુયાયીઓ — ઈંગ્લૅંડમાં ઓવેનપંથીઓ[11], ફ્રાંસમાં ફૂરિયેપંથીઓ[12]. એ બન્ને ક્યારની ખાલી સંપ્રદાય જેવી હાલતમાં પહોંચી ગઈ હતી અને ધીરે ધીરે ખતમ થઈ રહી હતી. બીજા પ્રકારના માણસો હતા પચરંગી સામાજિક ઊંટવૈદો અને તેઓ મૂડી તથા નફાને મુદ્દલ જોખમમાં મૂક્યા વગર તરેહવાર થાગડથીગડ અજમાવીને ભાતભાતની સામાજિક તકલીફો દૂર કરી દેવાના દાવા કરતા હતા. બન્ને પ્રકારના માણસો કામદાર વર્ગીય આંદોલનની બહાર હતા અને "સુશિક્ષિત" વર્ગોનું સમર્થન મેળવવાની વધારે આશા રાખતા હતા. કામદાર વર્ગનો જે કંઈ હિસ્સો પ્રતીતિ પામી ચૂક્યો હતો કે ખાલી રાજકીય ક્રાંતિઓ અપૂરતી છે, અને સંપૂર્ણ સામાજિક પરિવર્તનની આવશ્યકતાની ઘોષણા કરી ચૂક્યો હતો, એ હિસ્સો પોતાને એ વખતે સામ્યવાદી કહેવડાવતો હતો. એ સામ્યવાદ અણઘડ, બેઢંગો, અને નિર્ભેળ સહજબુદ્ધિથી પ્રેરિત હતો. પરંતુ તેમ છતાં તે મૂળભૂત મુદ્દાને સ્પર્શતો હતો, અને ફ્રાંસમાં કાબેનો તથા જર્મનીમાં વાઈટલિંગનો[13] તરંગી સામ્યવાદ ઉત્પન્ન કરવા પૂરતી તાકાત કામદાર વર્ગમાં ધરાવતો હતો. એ રીતે, ૧૮૪૭માં સમાજવાદનું આંદોલન મધ્યમ વર્ગીય હતું અને સામ્યવાદનું આંદોલન કામદાર વર્ગીય હતું. ઓછામાં ઓછું તળ યુરોપખંડમાં તો સમાજવાદ "પ્રતિષ્ઠિત" હતો, પણ સામ્યવાદ એથી તદ્દન ઊલટો હતો. અને અમે શરૂઆતથી જ એવો ખયાલ ધરાવતા હતા કે "કામદાર વર્ગની મુક્તિ ખુદ કામદાર વર્ગનું જ કૃત્ય હોવું જોઈએ", એટલે અમારે બેમાંથી કયું નામ અપનાવવું એ બાબતમાં શંકાને સ્થાન જ નહોતું. વળી, ત્યાર પછી અમે તેને કદી તજ્યું નથી.

'જાહેરનામું' અમારી સહિયારી કૃતિ છે એટલે હું એમ જણાવવાની મારી ફરજ ગણું છું કે તેનું કેંદ્રવર્તી મૂળભૂત વિધાન માર્ક્સનું છે. એ વિધાન આવું છે — પ્રત્યેક ઐતિહાસિક યુગમાં, આર્થિક ઉત્પાદન તથા વિનિમયની પ્રવર્તમાન રીત અને આવશ્યક રૂપે તેમાંથી જ ઉદ્ભવ પામતી સામાજિક સંઘટના એક આધાર બની રહે છે, અને એ યુગનો રાજકીય તથા બૌદ્ધિક ઈતિહાસ તેની ઉ ર રચાય છે તથા માત્ર તેમાંથી જ સમજી શકાય છે; એટલે માનવજાતિનો સમગ્ર ઈતિહાસ (જમીનની સામુદાયિક માલિકી ધરાવતા આદિમ ટોળી-સમાજના વિસર્જન પછી) વર્ગસંઘર્ષોનો ઈતિહાસ રહ્યો છે, શોષિત અને શોષક, શાસક

અને પીડિત વર્ગો વચ્ચેની રસાકસીઓનો ઈતિહાસ રહ્યો છે; આ વર્ગસંઘર્ષોનો ઈતિહાસ ઉત્ક્રાંતિઓની હારમાળા રચે છે જેમાં વર્તમાન સમયે એવો તબક્કો આવી ગયો છે કે શોષિત અને પીડિત વર્ગ—સર્વહારા વર્ગ—માટે શોષક અને શાસક વર્ગના—મૂડીદાર વર્ગના—વર્ચસ્વથી મુક્તિ સાધવાનું, સાથોસાથ અને કાયમ સારુ સમગ્ર સમાજને શોષણ, પીડન, વર્ગભેદ, તથા વર્ગસંઘર્ષથી મુક્ત કર્યા વગર, શક્ય નથી.

જીવવિજ્ઞાનની બાબતમાં ડાર્વિનના સિદ્ધાંતે[14] જેવી કામગીરી બજાવી હતી એવી જ કામગીરી મારા અભિપ્રાયમાં ઈતિહાસની બાબતમાં બજાવવાનું ભવિષ્ય ધરાવતા આ વિધાન નજીક અમે બન્ને ૧૮૪૫ પહેલાં કેટલાંક વરસોથી ધીરે ધીરે પહોંચી રહ્યા હતા. મેં એ દિશામાં સ્વતંત્ર રીતે કેટલી પ્રગતિ કરી હતી તે 'ઈંગ્લેંડમાં કામદાર વર્ગની સ્થિતિ'* નામે મારી કૃતિમાં સ્પષ્ટ જોઈ શકાય છે. પરંતુ હું ૧૮૪૫ની વસંત દરમિયાન માર્ક્સને બ્રસેલ્સમાં ફરી વાર મળ્યો ત્યારે એમણે આ વિધાન ઘડીને તૈયાર કરી નાખ્યું હતું, અને તેને લગભગ મારી અહીંની રજૂઆત જેટલા જ સ્પષ્ટ શબ્દોમાં મારી સમક્ષ નિરૂપિત કર્યું હતું.

૧૮૭૨ની જર્મન આવૃત્તિની અમારી સહિયારી પ્રસ્તાવનામાંથી હું નીચેના શબ્દો ટાંકીશ:

"ગત પચીસ વરસો દરમિયાન પરિસ્થિતિમાં ભલે ગમે એટલું પરિવર્તન થયું હોય તોપણ, 'જાહેરનામા'માં નિરૂપિત કરવામાં આવેલા સામાન્ય સિદ્ધાંતો, સમગ્ર રૂપે, આજે પણ હંમેશ જેટલા જ ખરા છે. ક્યાંક ક્યાંક કોઈ વિગત સુધારી શકાય ખરી. ખુદ 'જાહેરનામા'માં જણાવવામાં આવ્યું છે તેમ, સિદ્ધાંતોના વાસ્તવિક અમલનો આધાર, દરેક ઠેકાણે અને હંમેશાં, તત્કાલીન પ્રવર્તમાન ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર જ રહેશે. એટલે બીજા વિભાગના અંતમાં રજૂ કરવામાં આવેલાં ક્રાંતિકારી કદમો પર કોઈ ખાસ ભાર નથી મૂકવામાં આવ્યો. એ ફકરો આજે ઘણી દૃષ્ટિએ સાવ જુદા શબ્દોમાં લખવામાં આવ્યો હોત. છેલ્લાં પચીસ વરસો દરમિયાન આધુનિક ઉદ્યોગે ભરેલી પ્રચંડ ફાળોને અને તેની સાથે સાથે પાર્ટી તરફથી કામદાર વર્ગના બહેતર તથા વિસ્તૃત સંગઠનને ધ્યાનમાં લેતાં, પહેલાં ફેબ્રુઆરી ક્રાંતિ દરમિયાન અને તેનાથીયે વધારે પ્રમાણમાં ત્યાર પછી

---

* «*The Condition of the Working Class in England in 1844*». By Frederick Engels. Translated by Florence K. Wishnewetzky. New York, Lovell—London, W. Reeves, 1888. (એંગેલ્સની નોંધ.)

પેરિસ કોમ્યુન[15] દરમિયાન — સર્વહારા વર્ગે પહેલી જ વાર જેમાં પૂરા બે મહિના રાજકીય સત્તા પોતાના કબજામાં રાખી હતી એ પેરિસ કોમ્યુન દરમિયાન — હાંસલ કરવામાં આવેલા અમલી અનુભવને ધ્યાનમાં લેતાં, આ કાર્યક્રમની કેટલીક વિગતો કાલગ્રસ્ત બની ગઈ છે. કોમ્યુનથી એક બાબત વિશેષ રૂપે સાબિત થઈ ગઈ કે "કામદાર વર્ગ તૈયાર રાજ્યતંત્રને સીધું કબજે લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે." (જુઓ — «*The Civil War in France; Address of the General Council of the International Working Men's Association*», London, Truelove, 1871, p. 15, જ્યાં આ મુદ્દાની વધુ છણાવટ કરવામાં આવી છે.) વધુમાં — આપોઆપ દેખાઈ આવે છે કે સમાજવાદી સાહિત્યનું વિવેચન અપૂર્ણ છે કારણ કે તે માત્ર ૧૮૪૭ સુધીનું જ છે. એ ઉપરાંત, વિવિધ વિરોધી પાર્ટીઓ જોડે કોમ્યુનિસ્ટોના સંબંધો અંગેનાં મંતવ્યો (ચોથો વિભાગ) સિદ્ધાંતની દૃષ્ટિએ આજે પણ ખરાં હોવા છતાં, વાસ્તવમાં કાલગ્રસ્ત થઈ ગયેલાં છે કારણ કે રાજકીય પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ છે. અને તેમાં ઉલ્લેખિત પાર્ટીઓમાંથી મોટા ભાગની પાર્ટીઓને ઈતિહાસે જગતમાં નષ્ટ કરી નાખી છે.

"પરંતુ 'જાહેરનામું' તો હવે ઐતિહાસિક દસ્તાવેજ બની ગયું છે અને તેમાં ફેરફાર કરવાનો અધિકાર અમને નથી રહ્યો."

આ અનુવાદ, માર્ક્સની કૃતિ 'મૂડી'ના મોટા ભાગનો અનુવાદ કરનારા મિસ્ટર સેમ્યુએલ મૂરનો છે. અમે બન્નેએ સાથે મળીને તેને જોઈ ગયા છીએ, અને ઐતિહાસિક નિર્દેશોના ખુલાસાની થોડીક નોંધો મેં ઉમેરી છે.

લંડન, ૩૦મી જાન્યુઆરી, ૧૮૮૮ — ફ્રેડરિક એંગેલ્સ

Karl Marx and Frederick Engels,
«*Manifesto of the Communist party*»
નામે પુસ્તકમાં પ્રકાશિત, લંડન, ૧૮૮૮

ઉપરોક્ત શબ્દો લખવામાં આવેલા* ત્યાર પછી 'જાહેરનામા'ની નવી જર્મન આવૃત્તિ ફરી આવશ્યક બની છે, અને 'જાહેરનામા'ની બાબતમાં પણ ઘણું બન્યું છે જેની નોંધ અહીંયાં લેવી ઘટે.

વેરા ઝસૂલિચે કરેલો બીજો રશિયન અનુવાદ ૧૮૮૨માં જિનિવામાં પ્રકાશિત થયો હતો. એ આવૃત્તિની પ્રસ્તાવના માર્ક્સે અને મેં લખી હતી. દુર્ભાગ્યે મૂળ જર્મન હસ્તપ્રત ગેરવલ્લે પડી ગઈ છે, એટલે મારે પાછું રશિયનમાંથી ભાષાંતર કરવું પડે છે, અને એથી વાચના કોઈ રીતે બહેતર તો નહિ જ બને **. તે આ મુજબ છે:

"'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામા'ની પ્રથમ રશિયન આવૃત્તિ સાતમા દાયકાના આરંભમાં 'કોલોકોલ'ના મુદ્રણ કાર્યાલયે પ્રકાશિત કરી હતી. તેનો અનુવાદ બાકૂનિને કર્યો હતો. એ વખતે પશ્ચિમને તેમાં ('જાહેરનામા'ની રશિયન આવૃત્તિમાં) કેવળ સાહિત્યિક અજાયબી જ નજરે પડી હતી. આજે એવો ખયાલ અશક્ય છે. 'જાહેરનામા'નો છેલ્લો વિભાગ—જુદા જુદા દેશોમાં વિવિધ વિરોધી પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોના ધોરણ અંગેનો વિભાગ—તદ્દન સ્પષ્ટ બતાવે છે કે એ વખતે (૧૮૪૭ના ડિસેંબરમાં) સર્વહારા આંદોલનનું ક્ષેત્ર કેટલું સીમિત હતું. તેમાં રશિયા અને અમેરિકાનો ઉલ્લેખ જ નથી. એ

---

*અહીંયાં એંગેલ્સનો નિર્દેશ ૧૮૮૩ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના પ્રત્યે છે.—સં.

**'જાહેરનામા'ની રશિયન આવૃત્તિની માર્ક્સ અને એંગેલ્સની પ્રસ્તાવનાની ગેરવલ્લે પડી ગયેલી મૂળ જર્મન હસ્તપ્રત મળી ગઈ છે અને મોસ્કોના માર્ક્સવાદ-લેનિનવાદ મહાવિદ્યાલયના પુરાલેખ સંગ્રહમાં રાખવામાં આવી છે. એ મૂળ જર્મન વાચનાના અંગ્રેજી ભાષાંતરમાંથી આ ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે.—સં.

જમાનો એવો હતો કે જ્યારે રશિયા સમગ્ર યુરોપીય પ્રત્યાઘાતની આખરી પ્રચંડ તાકાત બની રહ્યું હતું, અને અમેરિકા યુરોપના વધારાના સર્વહારા પરિબળોને અમેરિકામાં વસવાટની છૂટ આપીને પોતાની અંદર સમાવી રહ્યું હતું. બન્ને દેશો યુરોપને કાચો માલ અને સાથે સાથે તેની ઔદ્યોગિક પેદાશો માટે બજારો પૂરાં પાડતા હતા. એટલે એ વખતે એક યા બીજી રીતે બન્ને દેશો પ્રવર્તમાન યુરોપીય વ્યવસ્થાના આધારસ્તંભ હતા.

"આજે કેટલો બધો ફેર પડી ગયો છે! યુરોપથી આવીને વસેલા માણસોને કારણે જ ઉત્તર અમેરિકા એવા પ્રચંડ પાયા પર ખેતીવાડીનું ઉત્પાદન કરવા સુસજ્જ બન્યું કે તેની હરીફાઈ યુરોપમાં મોટી અને નાની જમીન-મિલકતના પાયા હચમચાવી રહી છે. વળી એ જ કારણે અમેરિકા પોતાની ઔદ્યોગિક સાધનસંપત્તિનો ઉપયોગ એટલી સ્ફૂર્તિથી તથા એવડા પાયા પર કરી શક્યું કે પશ્ચિમ યુરોપની અને ખાસ કરીને તો હાલ સુધી કાયમ રહેલી ઇંગ્લંડની ઔદ્યોગિક ઇજારદારી થોડા વખતમાં જ ખતમ થઈ જવાની. આ બન્ને સંજોગો ખુદ અમેરિકામાં જ ક્રાંતિકારી પ્રક્રિયા કરી રહ્યા છે. ખેડૂતોની નાની અને મધ્યમ જમીનમાલિકી, આખી રાજકીય સંઘટનાની આધારશિલા, વિશાળ ખેતરોની હરીફાઈનો ભોગ બની રહી છે; તેની સાથે સાથે ઔદ્યોગિક વિસ્તારોમાં પહેલી જ વાર વ્યાપક સર્વહારા વર્ગનો તેમ જ મૂડીનાં કલ્પનાતીત કેંદ્રીકરણોનો વિકાસ થઈ રહ્યો છે.

"અને હવે રશિયા! ૧૮૪૮-૪૯ની ક્રાંતિ દરમિયાન કેવળ યુરોપના રાજાઓને જ નહિ પરંતુ યુરોપના મૂડીદારને પણ, જાગ્રત થઈ રહેલા સર્વહારા વર્ગથી મુક્તિનો એકમાત્ર માર્ગ, રશિયન દખલગીરીના રૂપમાં મળ્યો. ઝારને યુરોપીય પ્રત્યાઘાતનો મુખી ઘોષિત કરવામાં આવ્યો. આજે તે ગાતચિનામાં ક્રાંતિનો યુદ્ધકેદી છે, અને યુરોપની ક્રાંતિકારી પ્રવૃત્તિમાં રશિયાએ મોખરાનું સ્થાન લઈ લીધું છે.

"આધુનિક મૂડીવાદી મિલકતના અનિવાર્ય રૂપે ઝળૂંબી રહેલા વિસર્જનની ઘોષણા 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ની મુખ્ય નેમ હતી. પરંતુ રશિયામાં ઝડપથી વિકસી રહેલી મૂડીવાદી ઠગબાજી તથા વિકાસની દિશામાં કદમ માંડી રહેલી મૂડીવાદી જમીન-મિલકતની સાથે સાથે આપણને જોવા મળે છે કે જમીનના અરધાથી વધારે હિસ્સા ઉપર કિસાનોની સામુદાયિક માલિકી છે.

"હવે સવાલ આવો છે—રશિયન ઓબ્શ્ચીના કે જે ખૂબ કમજોર બની ગયેલ છે પરંતુ તોયે જમીનની આદિમ સામુદાયિક માલિકીનું રૂપ છે તે સીધું સામ્યવાદી સામુદાયિક માલિકીના ઉચ્ચતર રૂપમાં પલટાઈ શકશે ખરું? કે પછી એથી ઊલટું, પશ્ચિમમાં વિસર્જનની જે પ્રક્રિયા ઐતિહાસિક ઉત્ક્રાંતિ બની છે એવી જ પ્રક્રિયા તેને પહેલાં પાર કરવી જ પડશે?

"તેનો આજે એકમાત્ર શક્ય જવાબ આવો છે—જો રશિયન ક્રાંતિ પશ્ચિમમાં સર્વહારા ક્રાંતિ માટે સંકેત બની જાય, જેથી બન્ને પરસ્પર પૂરક બની રહે, તો રશિયામાં વર્તમાન સમયે જમીનની સામુદાયિક માલિકી છે તે સામ્યવાદી વિકાસના આરંભબિંદુની કામગીરી બજાવી શકે.

**કાર્લ માર્ક્સ, ફ્રેડરિક ઍંગેલ્સ**

લંડન, ૨૧મી જાન્યુઆરી, ૧૮૮૨"

લગભગ એ જ સમયે નવો પોલીશ અનુવાદ જિનિવામાં પ્રકાશિત થયો—'કોમ્યુનિસ્ટ જાહેરનામું' (*«Manifest Komunistyczny»*).

વધુમાં, નવો ડૅનિશ અનુવાદ ૧૮૮૫માં કોપનહેગનમાં *«Socialdemokratisk Bibliothek»* માં પ્રકાશિત થયો છે. દુર્ભાગ્યે એ અનુવાદ સંપૂર્ણ નથી. અમુક આવશ્યક ફકરા છોડી દેવામાં આવ્યા છે. લાગે છે કે અનુવાદકને તેના અનુવાદમાં મુશ્કેલી પડી હશે. વળી ક્યાંક ક્યાંક બેપરવાઈની નિશાનીઓ વરતાય છે જે વિશેષ રૂપે અણગમો ઉપજાવતી આગળ તરી આવે છે, કારણ કે અનુવાદ ઉપરથી લાગે છે કે અનુવાદકે જરાક વધારે મહેનત કરી હોત તો સરસ કામ થઈ શક્યું હોત.

નવો ફ્રેંચ અનુવાદ ૧૮૮૫માં પેરિસમાં *«Le Socialiste»*માં પ્રકાશિત થયો. અત્યાર સુધીમાં તે ઉત્તમ છે.

એ ફ્રેંચ અનુવાદના આધારે તૈયાર કરવામાં આવેલો સ્પેનિશ અનુવાદ એ જ વરસ દરમિયાન પહેલાં મેડ્રિડના *«El Socialista»*માં પ્રકાશિત થયો અને પછી પુસ્તિકાના રૂપમાં પ્રગટ કરવામાં આવ્યો—*«Manifesto del Partido Comunista»* por Carlos Marx y F. Engels, Madrid, Administración de *«El Socialista»*, Hernán Cortés 8.

એક નવાઈ જેવી વાતનો ઉલ્લેખ પણ કરી દઉં કે ૧૮૮૭માં આર્મેનિયન અનુવાદની હસ્તપ્રત કોન્સ્ટંટીનોપલના એક પ્રકાશકને આપવામાં આવી હતી.

પરંતુ એ ભલો આદમી માર્ક્સનું નામ ધરાવતું કંઈ પ્રકાશિત કરવાની હિંમત ન દાખવી શક્યો. તેણે સૂચન કર્યું કે અનુવાદક પોતાનું જ નામ લેખક તરીકે આપે, પણ અનુવાદકે ઈનકાર કર્યો.

એક પછી એક વધારે કે ઓછાં ગલત અમેરિકી અનુવાદો ઈંગ્લેંડમાં ફરી ફરીને પુનર્મુદ્રિત થયા બાદ, આખરે ૧૮૮૮માં અધિકૃત અનુવાદ પ્રકાશિત થયો. એ અનુવાદ મારા મિત્ર સેમ્યુએલ મૂરે કર્યો હતો. તેને પ્રેસમાં મોકલતાં પહેલાં અમે બન્નેએ સાથે મળીને ફરી વાર જોઈ લીધો હતો. તેનું નામ આ મુજબ હતું: 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું', લેખકો કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ. અધિકૃત અંગ્રેજી અનુવાદ, સંપાદન અને ટિપ્પણીઓ — ફ્રેડરિક એંગેલ્સ, ૧૮૮૮. લંડન, વિલિયમ રીવ્ઝ, ૧૮૫ ફ્લીટ સ્ટ્રીટ, ઈ. સી. એ આવૃત્તિની કેટલીક નોંધો મેં આ આવૃત્તિમાં સામેલ કરી છે.

'જાહેરનામા'ને પોતાનો આગવો ઈતિહાસ રહ્યો છે. તેનું પ્રકાશન થયું ત્યારે વૈજ્ઞાનિક સમાજવાદના એ વખતે હજુ સંખ્યાબંધ કોઈ રીતે ન ગણાય એવા અગ્રણીઓએ તેને ઉત્સાહથી આવકાર્યું (આ હકીકત પ્રથમ પ્રસ્તાવનામાં ઉલ્લેખિત અનુવાદોથી સાબિત થાય છે). પરંતુ ૧૮૪૮ના જૂનમાં[16] પેરિસના કામદારોના પરાજયથી શરૂ થયેલા પ્રત્યાઘાતે તેને થોડા વખતમાં જ પૃષ્ઠભૂમિમાં ધકેલી દીધું, અને છેલ્લે ૧૮૫૨ના નવેંબરમાં[17] કલોનના કોમ્યુનિસ્ટોને થયેલી સજાથી તે "કાયદેસર" બહિષ્કૃત થઈ ગયું. ફેબ્રુઆરી ક્રાંતિથી શરૂ થયેલું કામદારોનું આંદોલન જાહેર જીવનમાંથી અદૃશ્ય થઈ ગયું એટલે 'જાહેરનામું' પણ પૃષ્ઠભૂમિમાં ચાલ્યું ગયું.

યુરોપના કામદાર વર્ગે શાસક વર્ગોની સત્તા ઉપર નવો હલ્લો કરવા માટે પૂરતી તાકાત પાછી એકઠી કરી લીધી ત્યારે 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ' અસ્તિત્વમાં આવ્યું. તેનું લક્ષ્ય યુરોપ અને અમેરિકાના સમગ્ર જોશીલા કામદાર વર્ગને એક જ વિશાળ સેનાના રૂપમાં સાંકળી લેવાનું હતું. એટલે તે 'જાહેરનામા'માં નિરૂપિત સિદ્ધાંતોથી **શરૂઆત** ન કરી શક્યું. તેને એવો કાર્યક્રમ અપનાવવો પડે એમ હતો કે જે અંગ્રેજ ટ્રેડ યુનિયનો અને ફ્રેંચ, બેલ્જિયન, ઈટાલિયન, તથા સ્પેનિશ પ્રુધોંપંથીઓ તેમ જ જર્મન લાસાલપંથીઓ*

---

*અમારી સમક્ષ લાસાલ વ્યક્તિગત રીતે પોતાને હંમેશાં માર્ક્સનો "શિષ્ય" ગણાવતો હતો અને તે મુજબ 'જાહેરનામા'નું ધોરણ માનતો હતો. પરંતુ તેના

માટે દરવાજા બંધ ન કરી દે. એ કાર્યક્રમ—'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ના નિયમોનો[18] પ્રાસ્તાવિક ભાગ—માર્ક્સે ઉસ્તાદીથી ઘડી કાઢયો અને બાકૂનિન તથા અરાજકતાવાદીઓને પણ એ વાત માનવી પડી. 'જાહેરનામા'માં રજૂ કરવામાં આવેલા વિચારોના અંતિમ વિજય માટે માર્ક્સે, સંયુક્ત પ્રવૃત્તિ તથા ચર્ચાઓમાંથી કામદાર વર્ગના આવશ્યક રૂપે પરિણમનારા બૌદ્ધિક વિકાસ ઉપર જ—કેવળ અને એકમાત્ર તેની ઉપર જ—આધાર રાખ્યો હતો. મૂડી સામેના સંઘર્ષમાં ઘટનાઓ અને ચડતીપડતી, સફળતાઓ કરતાં વધારે તો પરાજયો, લડવૈયાઓની સમક્ષ તેમના સર્વ સ્થળકાળને આવરી લેતા અચૂક ઈલાજોની આજ લગીની ઊણપ છતી કરી દીધા વગર રહેશે જ નહિ, અને તેમનાં માનસોને કામદારોની મુક્તિ માટેના ખરા સંજોગોની સર્વાંગી સમજણ અંગે વધુ ગ્રહણશીલ બનાવ્યા વગર રહેશે જ નહિ. અને માર્ક્સની ધારણા ખરી હતી. ૧૮૭૪માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ના વિસર્જનના સમયે કામદાર વર્ગ, ૧૮૬૪માં મંડળની સ્થાપનાના સમયના કામદાર વર્ગથી તદ્દન નિરાળો હતો. લેટિન દેશોમાં* પ્રુધોંપંથ તથા જર્મનીમાં વિશિષ્ટ લાસાલપંથ ખતમ થઈ રહ્યા હતા, અને એ વખતનાં કટ્ટર રૂઢિચુસ્ત અંગ્રેજ ટ્રેડ યુનિયનો પણ ધીરે ધીરે એવે તબક્કે પહોંચી રહ્યાં હતાં કે ૧૮૮૭માં તેઓની સ્વાન્સી કોંગ્રેસનો અધ્યક્ષ તેઓના વતી આ શબ્દો કહી શક્યો: "તળ યુરોપખંડના સમાજવાદથી હવે અમે ત્રાસ નથી પામતા." તેમ છતાં ૧૮૮૭ સુધીમાં તળ યુરોપખંડનો સમાજવાદ લગભગ પૂર્ણ રૂપમાં, 'જાહેરનામા'ની અંદર ઘોષિત કરવામાં આવેલો સિદ્ધાંત હતો. એ રીતે, 'જાહેરનામા'ના ઈતિહાસમાં ૧૮૪૮ પછીના આધુનિક કામદાર વર્ગીય આંદોલનનો ઈતિહાસ અમુક અંશે પ્રતિબિંબિત થાય છે. વર્તમાન સમયે સમગ્ર સમાજવાદી સાહિત્યમાં તે નિ:શંક અધિકતમ વ્યાપક પ્રસાર તથા અધિકતમ આંતરરાષ્ટ્રીય પ્રકાશન પામેલી કૃતિ છે, સાઈબિરિયાથી કેલિફોર્નિયા સુધીના તમામ દેશોના લાખો કામદારોનો સર્વસામાન્ય કાર્યક્રમ છે.

---

અમુક અનુયાયીઓના સંબંધમાં બાબત તદ્દન જુદી હતી. રાજયનાં ધિરાણોનો ટેકો ધરાવતાં ઉત્પાદક સહકારી મંડળોની તેની માંગથી એ અનુયાયીઓ આગળ ન ગયા, અને આખા કામદાર વર્ગને તેમણે રાજયની મદદના સમર્થકો તથા આપમદદના સમર્થકોમાં વિભાજિત કરી નાખ્યો. (**એંગેલ્સની નોંધ.**)

* દક્ષિણ યુરોપના દેશોમાં.—સં.

તેમ છતાં તેનું પ્રકાશન થયું ત્યારે અમે તેને **સમાજવાદી** જાહેરનામું કહી શકીએ એમ નહોતા. ૧૮૪૭માં બે પ્રકારના માણસોને સમાજવાદીઓ ગણવામાં આવતા હતા. એક તરફ વિવિધ તરંગી વિચારધારાઓના અનુયાયીઓ હતા, તેમાં ઈંગ્લેંડના ઓવેનપંથીઓ તથા ફ્રાંસના ફૂરિયેપંથીઓ નોંધપાત્ર હતા, એ બન્ને ક્યારના ખાલી સંપ્રદાયો જેવી હાલતમાં આવી ગયેલા હતા અને ધીરે ધીરે ખતમ થઈ રહ્યા હતા. બીજી તરફ પચરંગી સામાજિક ઊંટવૈદો હતા, તેઓ મૂડી તથા નફાને મુદ્દલ હાનિ પહોંચાડયા વગર પોતાના સર્વ સ્થળકાળને આવરી લેતા તરેહવાર અચૂક ઈલાજો અજમાવીને તથા ભાતભાતનું થાગડથીગડ કરીને સામાજિક ગેરવર્તનને ખતમ કરી નાખવાના ઈરાદા સેવતા હતા. બન્ને પ્રકારના માણસો કામદાર આંદોલનની બહાર હતા અને "સુશિક્ષિત" વર્ગોનું સમર્થન મેળવવાની વધારે આશા રાખતા હતા. પરંતુ કામદાર વર્ગનો જે હિસ્સો પ્રતીતિ પામી ચૂક્યો હતો કે ખાલી રાજકીય ક્રાંતિ અપૂરતી છે, અને સમાજની મૂળગામી પુનર્ઘટનાની માંગ ઉઠાવતો હતો, તે પોતાને એ વખતે **સામ્યવાદી** કહેવડાવતો હતો. એ સામ્યવાદ બેઢંગો, માત્ર સહજબુદ્ધિથી પ્રેરિત, અને ઘણી વાર થોડોઘણો અણઘડ સામ્યવાદ હતો. તેમ છતાં તે તરંગી સામ્યવાદની બે વિચારધારાઓને —ફ્રાંસમાં કાબેનો "ઈકારિયન" સામ્યવાદ અને જર્મનીમાં વાઈટલિંગનો[19] સામ્યવાદ—અસ્તિત્વમાં આણવા પૂરતો તાકાતવાન તો હતો જ. ૧૮૪૭માં સમાજવાદનું આંદોલન મૂડીવાદી અને સામ્યવાદનું આંદોલન કામદાર વર્ગીય હતું. ઓછામાં ઓછું તળ યુરોપખંડમાં તો સમાજવાદ સારી પેઠે પ્રતિષ્ઠિત હતો, પણ સામ્યવાદ એથી તદ્દન ઊલટો હતો. અને અમે છેક એ સમય જેટલા વહેલા તદ્દન નિશ્ચિત રૂપે અભિપ્રાય ધરાવતા હતા કે "કામદાર વર્ગની મુક્તિ ખુદ કામદાર વર્ગનું જ કૃત્ય હોવું જોઈએ", એટલે અમારે બેમાંથી કયું નામ અપનાવવું એ બાબતમાં મુદ્દલ અચકાવું પડયું નહોતું. વળી તેને તજી દેવાનો ખયાલ અમારાં મનમાં ત્યાર પછી કદી આવ્યો નથી.

"દુનિયાના કામદારો, એક થાઓ!" પરંતુ બેતાળીસ વરસ પહેલાં, સર્વહારા વર્ગ પોતાની આગવી માંગો ઉઠાવતો જ્યારે આગળ આવ્યો હતો એ પ્રથમ પેરિસ ક્રાંતિની પૂર્વવેળાએ, અમે આ શબ્દો જગતને ઉદ્દેશીને ઘોષિત કર્યા ત્યારે બહુ ઓછા અવાજોએ તેનો પડઘો પાડયો હતો. પરંતુ ૧૮૬૪ના સપ્ટેંબરની ૨૮મી તારીખે મોટા ભાગના પશ્ચિમ યુરોપીય દેશોના સર્વહારાઓએ, ગૌરવમય યાદ મૂકી ગયેલા 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'માં એકસંપી સાધી. એ ખરું કે ખુદ 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ' માત્ર નવ જ વરસ હયાત રહ્યું. પરંતુ

સઘળા દેશોના સર્વહારાઓની તેણે સર્જેલી સનાતન એકસંપી હજુ કાયમ છે તથા અગાઉ કદી હતી તેનાથી વધારે તાકાતવાન રૂપમાં કાયમ છે, તેનો આજના દિવસ કરતાં બહેતર સાક્ષી બીજો કોઈ નથી. કારણ કે આજે, હું આ શબ્દો લખી રહ્યો છું ત્યારે, પહેલી જ વાર એકત્રિત થયેલો, **એક** સેના તરીકે, **એક** ઝંડા હેઠળ, **એક** તાત્કાલિક લક્ષ્ય ખાતર એકત્રિત થયેલો યુરોપીય તથા અમેરિકી સર્વહારા વર્ગ પોતાનાં લડાયક દળોનું નિરીક્ષણ કરી રહ્યો છે. એ લક્ષ્ય આવું છે — ૧૮૬૬માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ'ની જિનિવા કોંગ્રેસમાં અને ફરી વાર ૧૮૮૯માં પેરિસની કામદાર કોંગ્રેસમાં કરવામાં આવેલી ઘોષણા મુજબ, કાનૂન ઘડીને આઠ કલાકના કામદિનનું ધોરણ સ્થાપવામાં આવે. અને આજનું નિદર્શન તમામ દેશોના મૂડીદારો તથા જમીનદારોની આંખો ખોલીને તેમને એ હકીકતનું ભાન કરાવશે કે આજે તમામ દેશોના કામદારો ખરેખર એકતાબદ્ધ છે.

આ પોતાની નજરે જોવા માર્ક્સ હજુ મારી પડખે હોત તો કેવું સારું થાત!

**એફ. એંગેલ્સ**

લંડન, ૧લી મે, ૧૮૯૦

*«Das Kommunistische Manifest»*
નામે પુસ્તકમાં પ્રકાશિત, લંડન,
૧૮૯૦

# ૧૮૯૨ની પોલીશ આવૃત્તિની પ્રસ્તાવના*

'સામ્યવાદી જાહેરનામા'ની નવી પોલીશ આવૃત્તિ જરૂરી બની છે એ હકીકત મનમાં વિવિધ વિચારો જગાવે છે.

સૌપ્રથમ તો એ વાત નોંધપાત્ર છે કે તાજેતરના સમયમાં 'જાહેરનામું' જાણે યુરોપખંડમાં વિશાળ પાયાના ઉદ્યોગના વિકાસનું સૂચક બની ગયું છે. અમુક દેશમાં વિશાળ પાયાના ઉદ્યોગનું જેટલું વિસ્તરણ થાય એટલા પ્રમાણમાં એ દેશના કામદારોની અંદર, મિલકતદાર વર્ગોના સંબંધમાં કામદાર વર્ગ તરીકે તેમની સ્થિતિ અંગે વાકેફગારીની માંગ વૃદ્ધિ પામે છે, તેમની અંદર સામાજિક આંદોલન ફેલાવો પામે છે, અને 'જાહેરનામા'ની માંગમાં વધારો થાય છે. એ રીતે, દરેક દેશમાં કામદાર આંદોલનની હાલતનો જ નહિ પરંતુ વિશાળ પાયાના ઉદ્યોગના વિકાસની માત્રાનો પણ ઠીક ઠીક ચોક્કસ અંદાજ, એ દેશમાં પ્રસારિત 'જાહેરનામા'ની નકલોની સંખ્યા પરથી કાઢી શકાય.

તે મુજબ, પોલીશ આવૃત્તિ પોલીશ ઉદ્યોગની નિશ્ચિત પ્રગતિનો નિર્દેશ કરે છે. અને એ બાબતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી કે દસ વરસ પહેલાં છેલ્લી આવૃત્તિ પ્રકાશિત થઈ ત્યાર પછી એ પ્રગતિ હકીકતમાં થઈ છે. રશિયન પોલેંડ, કોંગ્રેસ પોલેંડ[20], રશિયન સામ્રાજ્યનું મોટું ઔદ્યોગિક ક્ષેત્ર બની ગયું છે. રશિયાનો વિશાળ પાયાનો ઉદ્યોગ છૂટોછવાયો વિખરાયેલો છે—એક ભાગ ફિનલેંડના અખાત ફરતો છે, બીજો ભાગ મધ્યમાં (મોસ્કો તથા વ્લાદીમિર) છે, ત્રીજો ભાગ કાળા તથા આઝોવ સમુદ્રોને કિનારે છે, વળી એ ઉપરાંત બીજા ભાગો અન્ય સ્થળોએ આવેલા છે—પણ પોલીશ ઉદ્યોગની જમાવટ પ્રમાણમાં નાના વિસ્તારમાં થઈ છે, અને એવા કેંદ્રીકરણના ફાયદા તથા ગેરફાયદા બન્ને તે ભોગવે છે. હરીફ રશિયન કારખાનદારો પોલેંડવાસીઓને રશિયનો બનાવી દેવાની સખત મુરાદ ધરાવતા હોવા છતાં પોલેંડની સામે જકાતી રક્ષણની

*પોલીશ આવૃત્તિની પ્રસ્તાવનાનો આ ગુજરાતી અનુવાદ મૂળ જર્મન વાચનાના અંગ્રેજી અનુવાદમાંથી કરવામાં આવ્યો છે.—સં.

માગણી કરીને તેમણે ફાયદાઓની હકીકત કબૂલ કરી લીધી છે. પોલીશ કારખાનદારો તથા રશિયન સરકારને ભોગવવા પડતા ગેરફાયદા પોલીશ કામદારોની અંદર સમાજવાદી વિચારોના ઝડપી ફેલાવામાં તેમ જ 'જાહેરનામા'ની વધતી જતી માંગમાં વ્યક્ત થાય છે.

પરંતુ પોલીશ ઉદ્યોગનો રશિયાના ઉદ્યોગને પાછળ રાખી દેતો ઝડપી વિકાસ પોલીશ પ્રજાના અખૂટ જોમની નવી સાબિતી તથા તેના આગામી રાષ્ટ્રીય પુનરુત્થાનની નવી ગેરંટી પૂરી પાડે છે. અને સ્વતંત્ર તાકાતવાન રાષ્ટ્રના રૂપમાં પોલેંડના પુનરુત્થાનની બાબત જોડે એકલા પોલેંડવાસીઓને જ નહિ પરંતુ આપણને સૌને પણ સંબંધ છે. યુરોપનું પ્રત્યેક રાષ્ટ્ર પોતાના ઘરમાં સંપૂર્ણ રૂપે સ્વાયત્ત હોય તો જ યુરોપીય રાષ્ટ્રો વચ્ચે ખરો આંતરરાષ્ટ્રીય સહયોગ શક્ય છે. સર્વહારા વર્ગના ઝંડા હેઠળ સર્વહારા લડવૈયાઓના હાથે આખરે તો કેવળ મૂડીવાદી વર્ગનું જ કામ કરાવનારી ૧૮૪૮ની ક્રાંતિએ, તેના વસિયત વહીવટીઓ લુઈ બોનાપાર્ત અને બિસ્માર્ક[21] મારફત, ઇટાલી, જર્મની, તથા હંગેરીની સ્વાધીનતા પણ હાંસલ કરી; પરંતુ ૧૭૯૨ પછી ક્રાંતિ ખાતર એ ત્રણેએ ભેગાં મળીને કર્યું હતું તેનાથી વધારે કરનારું પોલેંડ ૧૮૬૩માં દસ ગણા મોટા રશિયન દળ[22] સામે ઢળી પડયું ત્યારે તેને તેના સાધનસરંજામના આધારે જ પોતાનું ફોડી લેવા એકલું છોડી દેવામાં આવ્યું. ઉમરાવ વર્ગ પોલેંડની સ્વાધીનતા જાળવી પણ ન શક્યો અને તેને પાછી હાંસલ પણ ન કરી શક્યો. આજે મૂડીદાર વર્ગની બાબતમાં ઓછામાં ઓછું કહીએ તો તેને એ સ્વાધીનતા મહત્ત્વની નથી લાગતી. પરંતુ તેમ છતાં યુરોપીય રાષ્ટ્રોના સંવાદી સહયોગ માટે તે જરૂરી છે. માત્ર તરુણ પોલીશ સર્વહારા વર્ગ તેને હાંસલ કરી શકે એમ છે, અને એ વર્ગના હાથમાં તે સલામત છે. કારણ કે પોલેંડની સ્વાધીનતાની જરૂર ખુદ પોલીશ કામદારો જેટલી જ બાકીના સમગ્ર યુરોપને છે.

લંડન, ૧૦મી ફેબ્રુઆરી, ૧૮૯૨ **એફ. એંગેલ્સ**

«*Przedswit*» નામે સામયિકમાં,
અંક ૩૫, ૨૭મી ફેબ્રુઆરી, ૧૮૯૨
અને K. Marx i F. Engels,
«*Manifest Komunistyczny*» નામે
પુસ્તકમાં પ્રકાશિત, લંડન, ૧૮૯૨

# ૧૮૯૩ની ઈટાલિયન આવૃત્તિની પ્રસ્તાવના

## ઈટાલિયન વાચકને

એમ કહી શકાય કે 'કોમ્યુનિસ્ટ પાર્ટીના જાહેરનામા'ના પ્રકાશનનો સુસંયોગ ૧૮૪૮ની ૧૮માં માર્ચ જોડે, મિલાન અને બર્લિનની ક્રાંતિઓના દિવસ જોડે, થયો હતો. એ ક્રાંતિઓ એટલે કેંદ્રમાં — એક યુરોપખંડના અને બીજું ભૂમધ્યના — સ્થિત બે રાષ્ટ્રોના હથિયારબંધ વિપ્લવો. બન્ને રાષ્ટ્રો વિભાજન અને આંતરિક વિખવાદને કારણે કમજોર બની ગયેલાં હતાં, અને એ રીતે પરદેશી વર્ચસ્વના ભોગ બની ગયાં હતાં. ઈટાલી ઓસ્ટ્રિયાના શહેનશાહનું તાબેદાર હતું, અને જર્મની સમગ્ર રશિયાના ઝારની આડકતરી પણ એ કારણે જરાય ઓછી અસરકારક નહિ એવી ધૂંસરીમાં જકડાઈ ગયું હતું. ૧૮૪૮ની ૧૮મી માર્ચના પરિણામ રૂપે ઈટાલી તથા જર્મની બેઉ એવી નામોશીથી મુક્ત થઈ ગયાં. ૧૮૪૮થી ૧૮૭૧ દરમિયાન એ બે મહાન રાષ્ટ્રોની પુનર્ઘટના થઈ અને તેઓ ગમે તેમ કરીને ફરી પગભર થયાં કારણ કે, માર્ક્સ કહેતા તેમ, ૧૮૪૮ની ક્રાંતિને દબાવી દેનારા માણસો ઈચ્છા ન હોવા છતાંયે તેના વસિયત વહીવટીઓ હતા.

એ ક્રાંતિ દરેક ઠેકાણે કામદાર વર્ગની કામગીરી હતી, કામદારોએ જ નાકાબંધીઓ ખડી કરી હતી અને પોતાના લોહી વડે મૂલ્યો ચૂકવ્યાં હતાં. સરકારને ઉથલાવી પાડવાના કદમની વેળાએ માત્ર પેરિસના કામદારો જ મૂડીવાદી શાસનને ઉથલાવી પાડવાનો તદ્દન પાકો ઈરાદો ધરાવતા હતા. પરંતુ તેઓ મૂડીવાદી વર્ગ અને ખુદ પોતાના વર્ગ વચ્ચે હયાત ઘાતક અંટસ અંગે સભાન હોવા છતાં, દેશની આર્થિક પ્રગતિ કે ફ્રેંચ કામદારોના સમુદાયોનો

બૌદ્ધિક વિકાસ, સામાજિક પુનર્નિર્માણ શક્ય બનાવે એવે તબક્કે હજુ નહોતાં પહોંચ્યાં. એટલે આખરી પૃથક્કરણમાં ક્રાંતિનાં સુફળો મૂડીવાદી વર્ગ હજમ કરી ગયો. બીજા દેશોમાં — ઈટાલીમાં, જર્મનીમાં, ઑસ્ટ્રિયામાં — કામદારોએ શરૂઆતથી જ મૂડીદાર વર્ગને સત્તાસ્થાને પહોંચાડી દેવા સિવાય બીજું કશું જ ન કર્યું. પરંતુ કોઈ પણ દેશમાં મૂડીદાર વર્ગનું શાસન રાષ્ટ્રીય સ્વાધીનતા વગર અશક્ય છે. એટલે, ૧૮૪૮ની ક્રાંતિ પોતાની પાછળ પાછળ, એ વખત સુધી એકતા અને સ્વાયત્તતાથી વંચિત રાષ્ટ્રો માટે એકતા અને સ્વાયત્તતા લાવવાની જ હતી — ઈટાલી, જર્મની, હંગેરી. પોલૅંડનો વારો પણ આવશે.

એ રીતે, ૧૮૪૮ની ક્રાંતિ સમાજવાદી ક્રાંતિ નહોતી, પણ તેણે સમાજવાદી ક્રાંતિનો માર્ગ મોકળો કર્યો, તેની ભૂમિકા તૈયાર કરી. તમામ દેશોમાં વિશાળ પાયાના ઉદ્યોગને આપવામાં આવેલા પ્રવેગ મારફત, છેલ્લાં પિસ્તાળીસ વરસો દરમિયાન દરેક ઠેકાણે મૂડીવાદી શાસને મોટી સંખ્યાના, કેંદ્રીકૃત, અને તાકાતવાન સર્વહારા વર્ગનું સર્જન કર્યું છે. એ રીતે તેણે, 'જાહેરનામા'ના શબ્દોમાં, ખુદ પોતાની જ કબર ખોદનારાઓને પેદા કર્યા છે. પ્રત્યેક રાષ્ટ્રની સ્વાયત્તતા અને એકતાની પુનઃસ્થાપના કર્યા વગર, સર્વહારા વર્ગની આંતરરાષ્ટ્રીય એકસંપી અથવા સમાન ધ્યેયોની દિશામાં એ રાષ્ટ્રોનો શાંતિમય તથા બુદ્ધિપૂર્વકનો સહયોગ સાધવાનું અશક્ય બની જશે. ૧૮૪૮ પહેલાંની રાજકીય પરિસ્થિતિમાં ઈટાલિયન, હંગેરિયન, જર્મન, પોલીશ, અને રશિયન કામદારોના સંયુક્ત આંતરરાષ્ટ્રીય કદમની કલ્પના તો કરો!

એ રીતે, ૧૮૪૮માં લડવામાં આવેલી લડાઈઓ વ્યર્થ નહોતી લડવામાં આવી. કે પછી એ ક્રાંતિકારી યુગથી આપણને અળગા પાડતાં પિસ્તાળીસ વરસો પણ કંઈ નિરર્થક નથી વીતી ગયાં. ફળો પાકી રહ્યાં છે, અને મારી તો એટલી જ મંછા છે કે મૂળ 'જાહેરનામા'ના પ્રકાશને આંતરરાષ્ટ્રીય ક્રાંતિની બાબતમાં જેમ કર્યું હતું એવી જ રીતે આ ઈટાલિયન અનુવાદનું પ્રકાશન પણ ઈટાલિયન સર્વહારા વર્ગના વિજયની આગાહી અંકિત કરે.

ભૂતકાળમાં મૂડીવાદે ભજવેલી ક્રાંતિકારી ભૂમિકાને 'જાહેરનામું' પૂરો ઈન્સાફ કરે છે. પ્રથમ મૂડીવાદી રાષ્ટ્ર ઈટાલી હતું. સામંતી મધ્યયુગના અંતને તથા આધુનિક મૂડીવાદી યુગના આરંભને એક પ્રચંડ માનવપ્રતિભાએ અંકિત કર્યા હતા — એક ઈટાલિયને, દાન્તેએ, મધ્યયુગના અંતિમ તેમ જ આધુનિક યુગના

પ્રથમ કવિએ અંકિત કર્યા હતા. ૧૩૦૦ની સાલની જેમ જ આજે નવો ઐતિહાસિક યુગ સમીપ આવી રહ્યો છે. આ નૂતન સર્વહારા યુગના ઉદયની ઘડી અંકિત કરનારો નવો દાન્તે ઇટાલી આપણને આપશે?

લંડન, ૧લી ફેબ્રુઆરી, ૧૮૯૩ **ફ્રેડરિક એંગેલ્સ**

Karlo Marx e Federico Engels,
*«Il Manifesto del Partito
Comunista»* નામે પુસ્તકમાં
પ્રકાશિત, મિલાન, ૧૮૯૩

# Manifest

der

# Kommunistischen Partei.

Veröffentlicht im Februar 1848.

Proletarier aller Länder vereinigt euch.

London.

Gedruckt in der Office der „Bildungs-Gesellschaft für Arbeiter"
von J. E. Burghard.
46, Liverpool Street, Bishopsgate.

યુરોપમાં ભૂતાવળ નાચી રહી છે — સામ્યવાદની ભૂતાવળ. એ ભૂતાવળથી છુટકારો મેળવવા માટે પુરાણા યુરોપની તમામ તાકાતોએ એકસંપી સાધી છે — પોપ અને ઝાર, મેટેરનિખ અને ગીઝો[23], ફ્રેંચ રેડિકલો * અને જર્મન પોલીસ જાસૂસો.

એવી કોઈ વિરોધી પાર્ટી છે ખરી કે જેને તેના સત્તાધારી વિરોધીઓએ સામ્યવાદી કહીને વગોવી ન હોય? એવી કોઈ વિરોધી પાર્ટી છે ખરી કે જેણે વધારે પ્રગતિશીલ વિરોધી પાર્ટીઓને તેમ જ પ્રત્યાઘાતી હરીફોને સામ્યવાદી કહીને તેઓની ઉપર નાલેશીની વળતી વગોવણી ન વરસાવી હોય?

આ હકીકતમાંથી બે બાબતો પરિણમે છે:

૧. તમામ યુરોપિયન તાકાતો સામ્યવાદને ખુદ એક તાકાત તરીકેની માન્યતા આપી ચૂકી છે.

૨. સામ્યવાદીઓ માટે પોતાના વિચારો, પોતાનાં લક્ષ્યો, પોતાનાં વલણો, આખી દુનિયા સમક્ષ ખુલ્લેઆમ જાહેર કરવાનો અને સામ્યવાદની ભૂતાવળની વાર્તાનો મુકાબલો ખુદ પાર્ટીના જાહેરનામા વડે કરવાનો સમય હવે આવી ગયો છે.

એ ઉદ્દેશે વિવિધ પ્રજાઓના સામ્યવાદીઓ લંડનમાં ભેગા મળ્યા અને તેમણે નીચે મુજબનું 'જાહેરનામું' ઘડી કાઢ્યું, જેને અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ઈટાલિયન, ફ્લેમિશ, તથા ડેનિશ ભાષાઓમાં પ્રકાશિત કરવામાં આવશે.

---

* આમૂલ પરિવર્તનવાદીઓ. — સં.

જેવાં સનાતન તથ્યો તો સમાજની તમામ અવસ્થાઓમાં સર્વસામાન્ય રહ્યાં છે. પરંતુ સામ્યવાદ સનાતન તથ્યોને નવા આધારે સ્થાપવાને બદલે નાબૂદ કરી નાખે છે, સમગ્ર ધર્મ તથા સમગ્ર નીતિનિયમોને નાબૂદ કરી નાખે છે. એટલે તે ભૂતકાળના સમગ્ર ઐતિહાસિક અનુભવની વિરુદ્ધ કામગીરી કરે છે."

આ આક્ષેપનો સાર શો છે? વીતી ગયેલા સમગ્ર સમાજનો ઈતિહાસ વર્ગો વચ્ચેના અંટસોના વિકાસમાં સમાયેલો છે. વિવિધ યુગોમાં એ અંટસોએ વિવિધ રૂપો અખત્યાર કર્યાં છે.

પરંતુ તેઓનાં રૂપ ગમે એવાં રહ્યાં હોય તોયે એક હકીકત, અર્થાત્ સમાજના એક ભાગના હાથે બીજા ભાગનું શોષણ, વીતેલા તમામ યુગોમાં સર્વસામાન્ય રહી છે. એટલે કશા અચરજની વાત નથી કે વીતેલા યુગોની સામાજિક ચેતના બહુલતા તથા અનેકવિધતા પ્રદર્શિત કરતી હોવા છતાં, તે અમુક સામાન્ય રૂપોની અંદર, અથવા સામાન્ય વિચારોની અંદર, ફરતી રહી છે, જે વર્ગો વચ્ચેના અંટસોની તદ્દન નાબૂદી વગર પૂર્ણ રૂપે અદૃશ્ય ન થઈ શકે.

સામ્યવાદી ક્રાંતિ પરંપરાગત મિલકત સંબંધો જોડે તદ્દન મૂળગામી વિચ્છેદ છે, એટલે કશા આશ્ચર્યની વાત નથી કે તેના વિકાસમાં પરંપરાગત વિચારો જોડેનો તદ્દન મૂળગામી વિચ્છેદ સમાવિષ્ટ છે.

પરંતુ આપણે સામ્યવાદ સામેના મૂડીવાદી વાંધાઓની વાત અહીંયાં પૂરી કરીએ.

આપણે ઉપર જોઈ ગયા કે કામદાર વર્ગની ક્રાંતિનું પહેલું કદમ સર્વહારા વર્ગની ઉન્નતિ સાધીને તેને શાસક વર્ગ બનાવી દેવાનું છે, લોકશાહી માટેની લડત જીતી લેવાનું છે.

સર્વહારા વર્ગ પોતાની સર્વોપરીતાનો ઉપયોગ મૂડીદાર વર્ગના હાથમાંથી ધીરે ધીરે તમામ મૂડી છીનવી લેવા માટે કરશે, ઉત્પાદનનાં તમામ સાધનોને રાજય હસ્તક, અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગના હાથમાં, કેંદ્રિત કરવા માટે કરશે, ઉત્પાદક પરિબળોના સંચયમાં બને એટલી ઝડપે વૃદ્ધિ કરવા માટે કરશે.

શરૂઆતમાં એ કામગીરી મિલકતના અધિકારો ઉપર તથા મૂડીવાદી ઉત્પાદનના સંજોગો ઉપર જુલ્મી તરાપોનાં કદમો સિવાય બીજી કોઈ રીતે બેશક ન જ થઈ શકે; એટલે આર્થિક દૃષ્ટિએ અપૂરતાં તથા અસંગીન લાગે પરંતુ આંદોલન દરમિયાન વિકાસ પામીને પોતાની સીમાઓને વટાવી જાય, પુરાણી

સામાજિક વ્યવસ્થાની ઉપર નવી તરાપો આવશ્યક બનાવે, અને ઉત્પાદનની રીતમાં ધરમૂળથી ક્રાંતિ આણવાના ઉપાય તરીકે અનિવાર્ય હોય, એવાં કદમો સિવાય બીજી કોઈ રીતે ન જ થઈ શકે.

એ કદમો વિવિધ દેશોમાં બેશક વિભિન્ન હશે.

તેમ છતાં, સૌથી ઉન્નત દેશોમાં નીચેનાં કદમો સારા પ્રમાણમાં સામાન્ય રૂપે લાગુ થઈ શકશે:

૧. જમીનની માલિકીની નાબૂદી અને જમીનની સમગ્ર સાંથનો સાર્વજનિક હેતુઓ માટે ઉપયોગ.

૨. વૃદ્ધિશીલ અથવા સોપાનબદ્ધ ભારે આવકવેરો.

૩. વારસાના બધા અધિકારોની નાબૂદી.

૪. પરદેશ વસવા જતા તમામ માણસો તથા તમામ બળવાખોરોની મિલકતની જપ્તી.

૫. રાજ્યની મૂડી તથા સંપૂર્ણ ઈજારદારી ધરાવતી રાષ્ટ્રીય બૅંક મારફત, ધિરાણનું રાજ્યને હસ્તક કેંદ્રીકરણ.

૬. સંદેશવ્યવહાર તથા વાહનવ્યવહારનું રાજ્યને હસ્તક કેંદ્રીકરણ.

૭. રાજ્યની માલિકીનાં કારખાનાં તથા ઉત્પાદનનાં સાધનોનું વિસ્તરણ, પડતર જમીનમાં ખેતી અને સર્વસામાન્ય યોજના મુજબ સમગ્ર જમીનમાં સુધારણા.

૮. મહેનત કરવાની સૌની સરખી જવાબદારી. ઔદ્યોગિક સૈન્યોની સ્થાપના, ખાસ કરીને ખેતીવાડી માટે.

૯. ઉદ્યોગો સાથે ખેતીવાડીનો સમન્વય, દેશમાં વસતિની સરખી વહેંચણી મારફત શહેર અને ગામ વચ્ચેના ભેદની ધીરે ધીરે નાબૂદી.

૧૦. સાર્વજનિક શાળાઓમાં તમામ બાળકોને મફત શિક્ષણ. કારખાનાંમાં વર્તમાન રૂપની બાળમજૂરીની નાબૂદી. ઔદ્યોગિક ઉત્પાદન જોડે શિક્ષણનો સમન્વય, વગેરે.

વિકાસ દરમિયાન વર્ગભેદો અદૃશ્ય થઈ જાય, અને સમગ્ર ઉત્પાદન સમગ્ર રાષ્ટ્રના વિશાળ સંઘટનને હસ્તક કેંદ્રિત થઈ જાય, ત્યારે જાહેર સત્તાનું રાજકીય સ્વરૂપ ખતમ થઈ જશે. યોગ્ય રીતે જ રાજકીય સત્તા કહેવાતી સત્તા તો એક વર્ગનું પીડન કરવા માટે બીજા વર્ગની સંગઠિત સત્તા જ છે. મૂડીદાર વર્ગના સંઘર્ષ દરમિયાન સર્વહારા વર્ગને સંજોગોના દબાણને કારણે પોતાનું એક વર્ગ તરીકે સંગઠન સાધવું પડે, ક્રાંતિ કરીને તે પોતાને શાસક વર્ગ બનાવી દે, અને

શાસક વર્ગ તરીકે જોર વાપરીને ઉત્પાદનના પુરાણા સંજોગોને ખતમ કરી નાખે, તો એ સંજોગોની સાથે સાથે, વર્ગો વચ્ચેના અંટસોના તથા સામાન્ય રૂપે વર્ગોના અસ્તિત્વ માટેના સંજોગોને ખતમ કરી નાખશે, અને એ રીતે વર્ગ તરીકેની પોતાની સર્વોપરીતાને ખતમ કરી નાખશે.

વર્ગો તથા વર્ગો વચ્ચેના અંટસો ધરાવતા પુરાણા મૂડીવાદી સમાજને સ્થાને આપણને એવું સહજીવન સાંપડશે કે જેમાં દરેકનો મુક્ત વિકાસ સૌના મુક્ત વિકાસની શરત બની રહેશે.

## ૧. પ્રત્યાઘાતી સમાજવાદ

### ક. સામંતી સમાજવાદ

ફ્રાંસ અને ઈંગ્લેંડના ઉમરાવ વર્ગોની ઐતિહાસિક સ્થિતિને કારણે, આધુનિક મૂડીવાદી સમાજની વિરુદ્ધ પુસ્તિકાઓ લખવાનો તો જાણે તેઓનો વ્યવસાય થઈ ગયો. ૧૮૩૦ના જુલાઈની ફ્રેંચ ક્રાંતિમાં તથા ઈંગ્લેંડના સુધારા આંદોલનમાં[29], એ ઉમરાવ વર્ગો ફરી પાછા તિરસ્કૃત નવા તાલેવરોના હાથે પરાજિત થઈ ગયા. ત્યાર પછી ગંભીર રાજકીય સંઘર્ષનો તો મુદ્દલ સવાલ જ ન રહ્યો. કેવળ સાહિત્યિક લડાઈ જ શક્ય રહી. પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં પણ પુનરુત્થાનના જમાના*ની પુરાણી હાકલો અશક્ય બની ગઈ હતી. હમદર્દી જગાવવાના ઈરાદે ઉમરાવ વર્ગને દેખીતી રીતે તો પોતાનાં હિતો પડતાં મૂકવાં પડયાં, અને મૂડીદાર વર્ગની વિરુદ્ધ પોતાનું તહોમતનામું માત્ર શોષિત કામદાર વર્ગના હિતમાં ઘડવું પડ્યું. એ રીતે ઉમરાવ વર્ગે પોતાના નવા માલિકની નિંદાનાં ગીત ગાઈને તથા તેના કાનમાં આગામી આફતની અનિષ્ટ આગાહીઓ ગણગણીને વેર લીધું.

એ રીતે સામંતી સમાજવાદનો ઉદય થયો—અરધાં રોદણાં, અરધી કૂથલી, અરધો ભૂતકાળનો પડઘો, અરધી ભાવિની દહેશત; ક્યારેક કટુ, ચતુરાઈભરી, અને વેધક ટીકા વડે મૂડીદાર વર્ગના દિલના છેક ઊંડાણમાં ઘા કરતો; પરંતુ આધુનિક ઈતિહાસની આગેકૂચને સમજવાની તદ્દન અશક્તિને કારણે હંમેશાં હાસ્યાસ્પદ અસર પેદા કરતો.

જનતાનો ટેકો હાંસલ કરવાના ઈરાદે ઉમરાવ વર્ગે સર્વહારાની ભિક્ષાઝોળીને ઝંડા તરીકે મોખરે ગોઠવી. પરંતુ લોકો તેની ભેગા ભળે કે તરત જ તેની પૂંઠે

---

*૧૬૬૦થી ૧૬૮૯નો ઈંગ્લેંડનો પુનરુત્થાનનો જમાનો નહિ પણ ૧૮૧૪થી ૧૮૩૦નો ફ્રાંસનો પુનરુત્થાનનો જમાનો. (**૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.**)

પુરાણાં સામંતી કુળચિહ્નો જોઈને તુચ્છકારના ભાવે ખડખડાટ હસતા પાછા રવાના થઈ જતા.

ફ્રેંચ લેજિટિમિસ્ટોના એક વિભાગની તથા 'તરુણ ઇંગ્લેંડ'[30] ની બાબતમાં એવા તમાશા થયા હતા.

સામંતશાહીવાદીઓ શોષણની તેમની અને મૂડીદાર વર્ગની રીત વચ્ચેનો તફાવત બતાવતી વેળા ભૂલી જાય છે કે તેઓ તદ્દન જુદા સંજોગો તથા પરિસ્થિતિમાં શોષણ ચલાવતા હતા. એ સંજોગો અને પરિસ્થિતિ હવે કાલગ્રસ્ત બની ગયાં છે. તેમના શાસનમાં આધુનિક સર્વહારા વર્ગનું અસ્તિત્વ જ નહોતું એ હકીકત બતાવતી વેળા તેઓ ભૂલી જાય છે કે આધુનિક મૂડીદાર વર્ગ સમાજના તેમના પોતાના રૂપની આવશ્યક પેદાશ છે.

બાકી તો તેઓ પોતે જે ટીકા કરે છે તેના પ્રત્યાઘાતી સ્વરૂપને એટલું ઓછું છાનું રાખે છે કે મૂડીદાર વર્ગની સામે તેમનો મુખ્ય આરોપ આ મુજબ છે—મૂડીવાદી અમલમાં એક વર્ગ વિકસાવવામાં આવી રહ્યો છે જે ભવિષ્યમાં સમાજની પુરાણી વ્યવસ્થાને જડમૂળથી ઉખેડી નાખવાનો છે.

તેઓ મૂડીદાર વર્ગને ધધડાવે છે તે એટલા માટે નહિ કે મૂડીદાર વર્ગ સર્વહારા વર્ગનું સર્જન કરે છે, પણ એટલા માટે કે ક્રાંતિકારી સર્વહારા વર્ગનું સર્જન કરે છે.

એટલે અમલી રાજકારણમાં તેઓ કામદાર વર્ગની વિરુદ્ધ બળજબરીનાં તમામ કદમોમાં સાથ આપે છે, અને ભવ્ય વાગાડંબર કરતા હોવા છતાં, સાધારણ જિંદગીમાં તો ઉદ્યોગના ઝાડ ઉપરથી પડેલાં સોનાનાં સફરજન નીચા નમીને વીણી લે છે તથા ઊન, બીટની ખાંડ, તેમ જ બટાકાના દારૂના વેપાર માટે સત્ય, પ્રેમ, અને પ્રતિષ્ઠાના સોદા કરી નાખે છે.*

જેવી રીતે પાદરી હંમેશાં ઉમરાવના સંગાથમાં રહ્યો છે એવી જ રીતે પાદરીઓનો સમાજવાદ હંમેશાં સામંતી સમાજવાદના સંગાથમાં રહ્યો છે.

---

*આ બાબત મુખ્યત્વે જર્મનીને લાગુ પડે છે જ્યાં જાગીરો ધરાવતા ઉમરાવો તથા પાટીદારો પોતાની જાગીરોના વિશાળ હિસ્સાઓમાં પોતાને હિસાબે કારભારીઓ મારફત ખેતી કરાવે છે, અને તે ઉપરાંત વિસ્તૃત પ્રમાણમાં બીટની ખાંડ બનાવવાના તથા બટાકાનો દારૂ ગાળવાના ધંધા કરે છે. વધારે દોલતમંદ બ્રિટિશ ઉમરાવો હજુ એવી કક્ષાથી ઉપર રહ્યા છે, પરંતુ તેઓ પણ જાણે છે કે વધુ યા ઓછી બેઈમાન જોઈન્ટ સ્ટૉક કંપનીઓ ચાલુ કરનારાઓને પોતાના નામનો ઉપયોગ કરવા દઈને, ઘટતી જતી સાંથની ખોટ કેવી રીતે પૂરી કરી લેવી. **(૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં ઍંગેલ્સની નોંધ.)**

ખ્રિસ્તી વૈરાગ્યવૃત્તિને સમાજવાદી રંગે રંગવા કરતાં વધારે સહેલું બીજું કશું નથી. ખ્રિસ્તી ધર્મે ખાનગી મિલકતની વિરુદ્ધ, લગ્નની વિરુદ્ધ, રાજ્યની વિરુદ્ધ, બરાડા નથી પાડયા? તેને બદલે દાનવૃત્તિ તથા ગરીબીના જીવનનો, બ્રહ્મચર્ય તથા દેહદમનનો, મઠજીવનનો તથા દેવળમાં ભક્તિનો ઉપદેશ તેણે નથી આપ્યો? ખ્રિસ્તી સમાજવાદ તો કેવળ પવિત્ર જળ છે જેના વડે પાદરી ઉમરાવના હૈયાબળાપા ટાઢા પાડે છે.

## ખ. નિમ્ન-મૂડીવાદી સમાજવાદ

જેને મૂડીદાર વર્ગે પાયમાલ કરી નાખ્યો હોય, આધુનિક મૂડીવાદી સમાજના વાતાવરણમાં જેના અસ્તિત્વના સંજોગો ક્ષીણ થતા ગયા હોય અને ખતમ થઈ ગયા હોય, એવો વર્ગ સામંતી ઉમરાવ વર્ગ એકલો જ નથી. મધ્યયુગીન નગરવાસીઓ તથા નાના કિસાન માલિકો આધુનિક મૂડીદાર વર્ગના અગ્રદૂતો હતા. ઉદ્યોગ તથા વાણિજ્યની દૃષ્ટિએ બહુ ઓછા વિકસિત દેશોમાં એ બે વર્ગો ઊગતા મૂડીદાર વર્ગની જોડાજોડ હજુ મુડદાલ હયાતી ટકાવી રહ્યા છે.

જ્યાં આધુનિક મૂડીવાદનો પૂરો વિકાસ થયો છે એવા દેશોમાં નિમ્ન-મૂડીવાદીનો એક નવો વર્ગ રચાયો છે. એ વર્ગ હંમેશાં સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગની વચ્ચે ડગુમગુ રહે છે, અને મૂડીવાદી સમાજના પૂરક ભાગ તરીકે નિરંતર નવેસરથી બનતો રહે છે. પરંતુ એ વર્ગના વ્યક્તિગત સભ્યો હરીફાઈના પરિણામે સતત સર્વહારા વર્ગમાં ફેંકાતા જાય છે, અને જેમ જેમ આધુનિક ઉદ્યોગનો વિકાસ થતો જાય છે તેમ તેમ તેઓ એવી ઘડીને સમીપ આવતી પણ જોઈ શકે છે કે જ્યારે તેઓ આધુનિક સમાજના એક સ્વતંત્ર વિભાગ તરીકે તદ્દન અદૃશ્ય થઈ જશે, અને ઉદ્યોગોમાં, ખેતીમાં, તથા વાણિજ્યમાં તેમનું સ્થાન જોબરો, કારભારીઓ, તથા ગુમાસ્તાઓ લઈ લેશે.

ફ્રાંસ જેવા દેશોમાં કે જ્યાં વસતિનો અરધા કરતાં વધારે હિસ્સો કિસાનોનો છે, ત્યાં સ્વાભાવિક હતું કે મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગનો પક્ષ લેનારા લેખકો મૂડીવાદી અમલની પોતાની ટીકામાં કિસાન તથા નિમ્ન-મૂડીવાદીના ધોરણનો ઉપયોગ કરે, અને એ મધ્યવર્તી વર્ગોના દૃષ્ટિબિંદુથી કામદાર વર્ગનું

જોશીલું સમર્થન કરે. એ રીતે નિમ્ન-મૂડીવાદી સમાજવાદનો ઉદય થયો. સિસ્મોન્દી[31] કેવળ ફ્રાંસમાં નહિ પરંતુ ઈંગ્લેંડમાં પણ એવા વિચારપ્રવાહનો આગેવાન હતો.

સમાજવાદના એ વિચારપ્રવાહે આધુનિક ઉત્પાદનના સંજોગોમાં હયાત આંતરવિરોધોનું અત્યંત સૂક્ષ્મ પૃથક્કરણ કર્યું. તેણે અર્થશાસ્ત્રીઓના દંભી ખુલાસાઓને ઉઘાડા પાડયા. મશીનો તથા શ્રમ-વિભાજનની, થોડાક માણસોના હાથમાં મૂડી તથા જમીનના કેંદ્રીકરણની, અને અતિ-ઉત્પાદન તથા કટોકટીઓની વિનાશક અસરો તેણે નિર્વિવાદ રૂપે સાબિત કરી દીધી. નાના મૂડીદાર તથા કિસાનની અનિવાર્ય પાયમાલી, સર્વહારા વર્ગની કંગાલિયત, ઉત્પાદનમાં અરાજકતા, સંપત્તિની વહેંચણીમાં કારમી અસમાનતાઓ, રાષ્ટ્રો વચ્ચે વિનાશક ઔદ્યોગિક લડાઈ, અને પુરાણાં નીતિબંધનો, પુરાણા કૌટુંબિક સંબંધો, તથા પુરાણી પ્રજાઓના વિઘટન પ્રત્યે તેણે નિર્દેશ કર્યો.

પરંતુ એ પ્રકારના સમાજવાદનાં રચનાત્મક લક્ષ્યોમાં કાં તો ઉત્પાદનનાં તથા વિનિમયનાં પુરાણાં સાધનોને અને તેની સાથે સાથે પુરાણા મિલકત સંબંધોને તથા પુરાણા સમાજને ફરી સ્થાપવાની આકાંક્ષા રખાઈ છે, અથવા ઉત્પાદન તથા વિનિમયનાં આધુનિક સાધનોને પુરાણા મિલકત સંબંધોના—આધુનિક સાધનોને કારણે જે ખતમ થઈ ગયાં છે અને ચોક્કસ રૂપે ખતમ થઈ જવાનાં જ હતાં એ સંબંધોના—માળખામાં જકડી લેવાની આકાંક્ષા રખાઈ છે. બન્ને દૃષ્ટિએ તે પ્રત્યાઘાતી તેમ જ તરંગી છે.

તેના આખરી શબ્દો છે—ઔદ્યોગિક ઉત્પાદન માટે સામૂહિક ગિલ્ડો (મહાજનો), ખેતીવાડીમાં પિતૃશાસનના સંબંધો.

અંતમાં જ્યારે સંગીન ઐતિહાસિક હકીકતોએ આત્મવંચનાની તમામ કેફી અસરોને ખતમ કરી નાખી ત્યારે એ પ્રકારનો સમાજવાદ ગમગીનીની સખત આંચકીઓ ખાતો ખતમ થઈ ગયો.

### ગ. જર્મન અથવા “ખરો” સમાજવાદ

ફ્રાંસનું સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય, મૂડીદાર વર્ગની સત્તાના દબાણ હેઠળ સર્જાયેલું સાહિત્ય, અને એ સત્તા સામેના સંઘર્ષને વ્યક્ત કરતું સાહિત્ય, જર્મનીમાં એવે વખતે દાખલ થયું કે જ્યારે એ દેશમાં સામંતી આપખુદશાહીની સામે મૂડીદાર વર્ગનો સંઘર્ષ તાજો જ શરૂ થયો હતો.

જર્મન ફિલસૂફો, નીમફિલસૂફો, અને મનીષીઓએ એ સાહિત્યને ઉત્સાહપૂર્વક ઝડપી લીધું, પરંતુ તેઓ ભૂલી ગયા કે ફ્રાંસથી જર્મનીમાં આવેલાં

એ લખાણોની સાથે સાથે ફ્રાંસની સામાજિક પરિસ્થિતિ જર્મનીમાં નહોતી આવી. એ ફ્રેંચ સાહિત્યનું સમગ્ર તાત્કાલિક અમલી મહત્ત્વ જર્મન સામાજિક પરિસ્થિતિના સંપર્કમાં ખતમ થઈ ગયું, અને તેણે નિર્ભેળ સાહિત્યક સ્વરૂપ ધારણ કરી લીધું. એ રીતે, અઢારમી સદીના જર્મન ફિલસૂફોની નજરમાં પ્રથમ ફ્રેંચ ક્રાંતિની માંગો સામાન્ય રૂપમાં "વ્યવહાર્ય તર્ક"ની "માંગોથી વધારે કશું જ નહોતું, અને ક્રાંતિકારી ફ્રેંચ મૂડીદાર વર્ગના સંકલ્પની અભિવ્યક્તિ તેમની નજરમાં શુદ્ધ સંકલ્પના, સંકલ્પ તો જેવો હોય જ એ સંકલ્પના, સામાન્ય રૂપે ખરા માનવીય સંકલ્પના, નિયમો અંકિત કરતી હતી.

જર્મન સાહિત્યકારોની સમગ્ર કામગીરી નવા ફ્રેંચ વિચારોનો તેમના પ્રાચીન તત્ત્વજ્ઞાની અંતરાત્મા જોડે સુમેળ કરી લેવામાં જ, અથવા એમ કહીએ કે પોતાનું તત્ત્વજ્ઞાની દૃષ્ટિબિંદુ તજી દીધા વગર ફ્રેંચ વિચારોને તેમાં ઉમેરી દેવામાં જ, સમાયેલી હતી.

વિદેશી ભાષાની કૃતિઓને જેવી રીતે અનુવાદ મારફત પોતાની કરી લેવામાં આવે એવી જ રીતે એ ઉમેરણી થઈ હતી.

એ તો જાણીતું છે કે ખ્રિસ્તી ધર્મ પૂર્વેના પ્રાચીન મૂર્તિપૂજક લોકોની પ્રશિષ્ટ કૃતિઓની હસ્તપ્રતો ઉપર પાદરીઓ કૅથોલિક સંતોની બેવકૂફીભરી જીવનકથાઓ લખી લેતા. જર્મન સાહિત્યકારોએ ભ્રષ્ટ ફ્રેંચ સાહિત્યની બાબતમાં એ ક્રમ ઊલટાવી નાખ્યો. મૂળ ફ્રેંચ કૃતિઓની નીચે તેમણે પોતાનો તત્ત્વજ્ઞાની બકવાદ લખી કાઢયો. દાખલા તરીકે, નાણાની આર્થિક કામગીરીઓની ફ્રેંચ ટીકાની નીચે તેમણે "માનવતાનો પરિત્યાગ" લખ્યું, અને મૂડીવાદી રાજયની ફ્રેંચ ટીકાની નીચે તેમણે "સામાન્યતાના પ્રકારનું પતન" લખ્યું, વગેરે.

ફ્રેંચ ઐતિહાસિક ટીકાઓની પાછળ એવાં તત્ત્વજ્ઞાની વાક્યો લખી કાઢવાના કૃત્યને તેમણે "પ્રવૃત્તિની ફિલસૂફી", "ખરો સમાજવાદ", "સમાજવાદનું જર્મન વિજ્ઞાન", "સમાજવાદનો તત્ત્વજ્ઞાની આધાર", વગેરે નામો આપ્યાં.

એ રીતે ફ્રેંચ સમાજવાદી અને સામ્યવાદી સાહિત્યને તદ્દન સત્ત્વહીન બનાવી દેવામાં આવ્યું. અને જર્મન માણસના હાથમાં તે એક વર્ગની સામે બીજા વર્ગના સંઘર્ષને વ્યક્ત કરતું બંધ થઈ ગયું એટલે જર્મન માણસને ખયાલ બંધાઈ ગયો કે પોતે "ફ્રેંચ એકાંગિતા"ને દૂર કરી દીધી છે; પોતે ખરી આવશ્યકતાઓનું નહિ પણ સત્યની આવશ્યકતાઓનું, સર્વહારા વર્ગનાં હિતોનું નહિ પણ માનવીય

પ્રકૃતિનાં, સામાન્ય રૂપે માનવીનાં—કોઈ વર્ગના નહિ, કશી વાસ્તવિકતા વગરના, કેવળ તત્ત્વજ્ઞાની કલ્પનાવિહારના ધૂંધળા જગતમાં જ અસ્તિત્વ ધરાવતા માનવીનાં—હિતોનું પ્રતિનિધિત્વ કરે છે.

પોતાનું નિશાળિયાઈ લેસન ગંભીર ભાવે તથા ઊંડા ધ્યાનથી કરતા અને ધુતારાની જેમ પોતાના હલકા માલનાં ભારે ગુણગાન ગાતા એ જર્મન સમાજવાદની વિદ્યાદંભી નિર્દોષતા દરમિયાનમાં ધીરે ધીરે ઓસરી ગઈ.

સામંતી ઉમરાવ વર્ગ તથા આપખુદ રાજશાહી સામેની જર્મન તથા ખાસ કરીને પ્રશિયન મૂડીદાર વર્ગની લડત, અથવા બીજા શબ્દોમાં લિબરલ (ઉદારવાદી) હિલચાલ વધારે જોશીલી બની.

એથી "ખરા" સમાજવાદને લાંબા વખતથી વાંછિત તક સાંપડી ગઈ. તેણે રાજકીય આંદોલનની સમક્ષ રાજકીય માગણીઓ પેશ કરી. તેણે ઉદારવાદની સામે, પ્રતિનિધિ સરકારની સામે, મૂડીવાદી હરીફાઈની સામે, મૂડીવાદી અખબારી સ્વાતંત્ર્યની સામે, મૂડીવાદી ધારાધોરણની સામે, તેમ જ મૂડીવાદી સ્વતંત્રતા તથા સમાનતાની સામે પરંપરાગત કદુવાઓ ઝીંકી; અને તેણે લોકસમુદાયોને ઉપદેશ આપ્યો કે એ મૂડીવાદી આંદોલનથી તેમને કશું મળવાનું નથી પણ બધું ગુમાવી દેવાનું જ છે. જર્મન સમાજવાદ બરાબર વખતસર ભૂલી ગયો કે પોતે જેનો મૂર્ખાઈભર્યો પડઘો પાડી રહ્યો હતો એ ફ્રેંચ ટીકામાં આધુનિક મૂડીવાદી સમાજના અસ્તિત્વની તથા તેના સંગાથી આર્થિક જીવનસંજોગોની અને તેને અનુરૂપ બંધારણની પૂર્વધારણા કરવામાં આવી હતી, જર્મનીમાં આગામી સંઘર્ષનું લક્ષ્ય જે સિદ્ધિઓ હાંસલ કરવાનું હતું એ જ બાબતોની પૂર્વધારણા કરવામાં આવી હતી.

આપખુદ સરકારો અને તેઓના પાદરીઓ, પ્રોફેસરો, દેહાતી જાગીરદારો તથા અમલદારોના રસાલા માટે તેણે ખતરનાક મૂડીદાર વર્ગની સામે મનવાંછિત ચાડિયાની કામગીરી બજાવી.

બરાબર એ જ વખતે એ જ સરકારોએ જર્મન કામદાર વર્ગના વિદ્રોહોની ઉપર વીંઝેલા કોરડા તથા વરસાવેલી ગોળીઓની કડવી દવા પછી એ મીઠો અંજામ હતો.

એ રીતે "ખરા" સમાજવાદે જર્મન મૂડીદાર વર્ગ સામેની લડતમાં સરકારોના હથિયારની કામગીરી બજાવી, અને તેની સાથે સાથે પ્રત્યાઘાતી હિતનું, જર્મન કૂપમંડૂકોના હિતનું, સીધું પ્રતિનિધિત્વ કર્યું. જર્મનીમાં સોળમી

સદીના અવશેષ સમો અને ત્યારથી વિવિધ રૂપોમાં સતત ફરી દેખા દેતો નિમ્ન-મૂડીવાદી વર્ગ વર્તમાન પરિસ્થિતિનો ખરો સામાજિક પાયો છે.

એ વર્ગને જાળવી રાખવો એટલે જર્મનીમાં વર્તમાન હાલતને જાળવી રાખવી. મૂડીદાર વર્ગની ઔદ્યોગિક અને રાજકીય સર્વોપરીતા તેને નિશ્ચિત વિનાશના જોખમમાં મૂકી દે છે—એક તરફ મૂડીના કેંદ્રીકરણથી અને બીજી તરફ ક્રાંતિકારી સર્વહારા વર્ગના ઉદયથી. "ખરો" સમાજવાદ એ બન્ને પંખીઓને એક જ કાંકરે મારી નાખતો દેખાયો. એટલે તે રોગચાળાની જેમ ફેલાવા લાગ્યો.

જર્મન સમાજવાદીઓએ હાડકાંના માળા જેવાં પોતાનાં તુચ્છ "સાનાતન સત્યો"ને પહેરાવેલા તરંગનાં જાળાંના જામાએ, શબ્દાલંકારનાં પુષ્પોની ગૂંથણીવાળા તથા વેવલા લાગણીવેડાની ઝાકળમાં બોળેલા જામાએ, એ અપાર્થિવ જામાએ, તેમના માલના વેચાણમાં અદ્દ્ભુત વધારો કરવાની કામગીરી બજાવી.

અને જર્મન સમાજવાદ પણ નિમ્ન-મૂડીવાદી કૂપમંડૂકના પ્રતિનિધિ તરીકેના પોતાના ધંધાને વધારે ને વધારે પ્રમાણમાં સમજતો ગયો.

તેણે જર્મન રાષ્ટ્રને આદર્શ રાષ્ટ્ર ઘોષિત કર્યું, અને જર્મન ક્ષુદ્ર કૂપમંડૂકને લાક્ષણિક માનવી ઘોષિત કર્યો. એ આદર્શ માણસની દરેક દુષ્ટ નીચતાને તેણે છૂપા, ઉચ્ચતર, સમાજવાદી ગુણ તરીકે ગણાવી, તેના ખરા રૂપલક્ષણથી તદ્દન ઊલટા ગુણ તરીકે ગણાવી. સામ્યવાદના "પાશવી રીતે વિનાશક" વલણનો વિરોધ કરવા જેટલી અને તમામ વર્ગસંઘર્ષો પ્રત્યે ઘોર તથા એકસરખી ઘૃણા ઘોષિત કરવા જેટલી આખરી હદે તે પહોંચી ગયો. બહુ થોડા અપવાદો બાદ કરતાં, જર્મનીમાં હાલ (૧૮૪૭માં) ફેલાવો પામતાં તમામ કહેવાતાં સમાજવાદી અને સામ્યવાદી પ્રકાશનો એવા જોમ ચૂસી લેનારા ગલીચ સાહિત્યના ક્ષેત્રનાં છે.*

## ૨. રૂઢિચુસ્ત, અથવા મૂડીવાદી, સમાજવાદ

મૂડીદાર વર્ગનો એક હિસ્સો સામાજિક તકલીફો દૂર કરવા ઉત્સુક છે, જેથી મૂડીવાદી સમાજનું સતત અસ્તિત્વ સુનિશ્ચિત બનાવી શકાય.

---

*૧૮૪૮ના ક્રાંતિકારી ઝંઝાવાતે એ આખા અધમ વલણને ખતમ કરી નાખ્યું અને તેના હિમાયતીઓની સમાજવાદમાં માથું મારવાની તાલાવેલી ખતમ કરી નાખી. એ વલણનો મુખ્ય પ્રતિનિધિ અને લાક્ષણિક નમૂનો હેર કાર્લ ગ્રૂન[32] હતો. **(૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

એ હિસ્સામાં અર્થશાસ્ત્રીઓ, દાનવીરો, માનવતાવાદીઓ, કામદાર વર્ગની હાલત સુધારનારાઓ, જીવદયા મંડળોના સભ્યો, મદિરાત્યાગના ઝનૂની હિમાયતીઓ, અને કલ્પનામાં આવી શકે એવી દરેક જાતના ખૂણાખાંચરાના સુધારકો સામેલ છે. વળી આ પ્રકારના સમાજવાદની પરિપૂર્ણ પદ્ધતિઓ ઘડી કાઢવામાં આવી છે.

આ પ્રકારના સમાજવાદના એક ઉદાહરણ તરીકે અમે પ્રુધોંની કૃતિ 'દરિદ્રતાની ફિલસૂફી'નો ઉલ્લેખ કરીશું.

સમાજવાદી મૂડીદારો આધુનિક સામાજિક સંજોગોમાંથી આવશ્યક રૂપે પેદા થતા સંઘર્ષો તથા જોખમો વગર તેના તમામ ફાયદા માણવા માગે છે. તેઓ વર્તમાન સમાજને તેનાં ક્રાંતિકારી તથા વિઘટનકારી તત્ત્વો વગર ટકાવી રાખવા માગે છે. તેમને મૂડીદાર વર્ગ જોઈએ છે પણ સર્વહારા વર્ગ નથી જોઈતો. મૂડીદાર વર્ગ સ્વાભાવિક રીતે જ, જેમાં તેની સર્વોપરીતા હોય એવી દુનિયાને ઉત્તમ ગણીને કલ્પે છે; અને મૂડીવાદી સમાજવાદ એવી સુખચેનની કલ્પનાને વિવિધ ઓછીવધારે પરિપૂર્ણ પદ્ધતિઓમાં વિકસાવે છે. એવી પદ્ધતિને અમલમાં મૂકીને સીધા નવા રામરાજયના સમાજમાં કૂચ કરી જવાની સર્વહારા વર્ગને સલાહ આપતી વેળા તે વાસ્તવમાં માત્ર એટલું જ જરૂરી બનાવે છે કે સર્વહારા વર્ગ વર્તમાન સમાજની મર્યાદાઓમાં જ રહે, પણ મૂડીદાર વર્ગ અંગેના તેના તમામ ધિક્કારભર્યા વિચારો તજી દે.

આ સમાજવાદના એક બીજા અને વધારે વ્યવહારુ પણ ઓછા પદ્ધતિસર પ્રકારમાં, દરેક ક્રાંતિકારી આંદોલનને કામદાર વર્ગની નજરમાં હલકું પાડી નાખવાની કોશિશ રૂપે બતાવવામાં આવ્યું છે કે કામદારોને કોઈ ખાલી રાજકીય સુધારાથી નહિ પણ જિંદગીના ભૌતિક સંજોગોમાં, આર્થિક સંબંધોમાં, પરિવર્તનથી જ કોઈ લાભ થઈ શકે. પરંતુ આ પ્રકારના સમાજવાદમાં જિંદગીના ભૌતિક સંજોગોમાં પરિવર્તનોનો અર્થ, માત્ર ક્રાંતિથી જ કરી શકાય એવી ઉત્પાદનના મૂડીવાદી સંબંધોની નાબૂદી નથી, બલકે એ સંબંધોની સતત હયાતી ઉપર આધારિત વહીવટી સુધારા છે, અર્થાત્ એવા સુધારા છે કે જે મૂડી અને મહેનત વચ્ચેના સંબંધોને કોઈ રીતે અસર નથી કરતા, પણ બહુ બહુ તો મૂડીવાદી સરકારનું ખર્ચ ઓછું કરે છે અને વહીવટી કામ સરળ બનાવે છે.

મૂડીવાદી સમાજવાદ જયારે ખાલી આલંકારિક ભાષા બની રહે ત્યારે, અને માત્ર ત્યારે જ, પૂરતી અભિવ્યક્તિ સાધે છે.

મુક્ત વ્યાપાર — કામદાર વર્ગના લાભમાં. રક્ષણાત્મક વેરા — કામદાર વર્ગના લાભમાં. કેદ સુધારા — કામદાર વર્ગના લાભમાં. મૂડીવાદી સમાજની આ આખરી વાત છે, અને ગંભીર અર્થ ધરાવતી એકમાત્ર વાત છે.

તેનો સાર આ વાક્યમાં તારવીએ — મૂડીદાર મૂડીદાર રહે છે — કામદાર વર્ગના લાભમાં.

### ૩. ટીકાત્મક-તરંગી સમાજવાદ અને સામ્યવાદ

અમે અહીંયાં એ સાહિત્યનો ઉલ્લેખ નથી કરતા કે જેણે દરેક મહાન આધુનિક ક્રાંતિમાં સર્વહારા વર્ગની માંગોને હંમેશાં વ્યક્ત કરી છે — દાખલા તરીકે બાબ્યોફનાં[33] તથા બીજાઓનાં લખાણો.

સામંતી સમાજને ઉથલાવી પાડવામાં આવી રહ્યો હતો ત્યારે, સાર્વત્રિક ઉત્તેજનાના જમાનામાં, સર્વહારા વર્ગે પોતાનાં લક્ષ્યો સાધવા માટે કરેલા પ્રથમ સીધા પ્રયાસો, એ વખતે સર્વહારા વર્ગની અવિકસિત હાલતને લીધે તેમ જ તેની મુક્તિના આર્થિક સંજોગોની ગેરહાજરીને લીધે, અનિવાર્ય રૂપે નાકામયાબ થઈ ગયા. તેની મુક્તિના સંજોગો હજુ પેદા નહોતા થયા, અને આગામી મૂડીવાદી યુગ જ તેને પેદા કરી શકે એમ હતો. સર્વહારા વર્ગનાં એ પ્રથમ આંદોલનોનું સંગાથી ક્રાંતિકારી સાહિત્ય અનિવાર્ય રૂપે પ્રત્યાઘાતી સ્વરૂપ ધરાવતું હતું. તેમાં સર્વસામાન્ય વૈરાગ્યવૃત્તિ અને તદ્દન કઢંગા રૂપની સામાજિક સમતા સામેલ હતી.

સેંટ સાઈમન, ફૂરિયે, ઓવેન[34], તથા બીજાઓની યોગ્ય રીતે જ સમાજવાદી તથા સામ્યવાદી ગણાતી પદ્ધતિઓનો ઉદ્ભવ, મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના સંઘર્ષના ઉપરોક્ત પ્રારંભિક અવિકસિત ગાળામાં થયો હતો (જુઓ વિભાગ ૧ — 'મૂડીદાર અને સર્વહારાઓ').

એ પદ્ધતિઓના સંસ્થાપકો વર્ગો વચ્ચેના અંટસોને તેમ જ પ્રવર્તમાન પ્રકારના સમાજમાં વિઘટનકારી તત્ત્વની કામગીરીને ખરેખર જુએ છે. પરંતુ હજુ શિશુવયના સર્વહારા વર્ગમાં તેમને કશી ઐતિહાસિક પહેલકદમી કે કશું સ્વતંત્ર રાજકીય આંદોલન નજરે પડતાં નથી.

વર્ગો વચ્ચેના અંટસનો વિકાસ ઉદ્યોગના વિકાસની સાથે સાથે એકસરખા પ્રમાણમાં થતો હોવાથી, તેમની સમક્ષ ઉપસ્થિત આર્થિક પરિસ્થિતિમાં તેમને સર્વહારા વર્ગની મુક્તિ માટેના ભૌતિક સંજોગો હજુ નજરે નથી પડતા. એટલે તેઓ એવા સંજોગો પેદા કરનારા નવા સામાજિક વિજ્ઞાનની, નવા સામાજિક નિયમોની, તલાશ કરે છે.

ઐતિહાસિક ક્રિયાનું સ્થાન તેમની વ્યક્તિગત શોધક પ્રવૃત્તિ લઈ લે, મુક્તિના ઐતિહાસિક રીતે સર્જાયેલા સંજોગોનું સ્થાન કપોળકલ્પિત સંજોગો લઈ લે, અને સર્વહારા વર્ગના ધીરે ધીરે આપોઆપ રચાતા સંગઠનનું સ્થાન એ શોધકોએ ઉપજાવી કાઢેલું સમાજનું સંઘટન લઈ લે. તેમની નજરમાં ભવિષ્યનો ઇતિહાસ તેમની સામાજિક યોજનાઓના પ્રચાર તથા વાસ્તવિક અમલનું રૂપ ધારણ કરી લે છે.

તેઓ પોતાની યોજનાઓ ઘડતી વેળા મુખ્યત્વે કામદાર વર્ગનાં, સૌથી વધારે હાડમારી વેઠતા વર્ગનાં, હિતોની કાળજી સભાન રૂપે રાખે છે. તેમને માટે તો સર્વહારા વર્ગનું અસ્તિત્વ કેવળ સૌથી વધારે હાડમારી વેઠતા વર્ગ તરીકે જ છે.

વર્ગસંઘર્ષની અવિકસિત હાલત તેમ જ એ પ્રકારના સમાજવાદીઓના પોતાના વાતાવરણને કારણે તેઓ પોતાને વર્ગો વચ્ચેના વેરભાવથી ખૂબ ઊંચી કક્ષાએ ગણે છે. તેઓ સમાજના દરેક સભ્યની — સૌથી વધારે ફાયદા માણતા સભ્યની પણ — હાલત સુધારવા માગે છે. એટલે વર્ગોના કશા ભેદભાવ વગર સમગ્ર સમાજને અપીલ કરવાની, બલકે શાસક વર્ગને ખાસ અપીલ કરવાની તેમને ટેવ પડી ગઈ છે. કારણ કે, લોકો તેમની પદ્ધતિને એક વાર સમજી લે એટલે પછી બને એટલા સરસ સમાજની બને એટલી સરસ યોજનાને તેમાં ઓળખી લીધા વગર કેમ રહે?

એટલે તેઓ સમગ્ર રાજકીય, અને ખાસ કરીને સમગ્ર ક્રાંતિકારી પ્રવૃત્તિને નકારી કાઢે છે. તેમની મંછા પોતાનાં લક્ષ્યો શાંતિમય ઉપાયો વડે સિદ્ધ કરવાની છે, અને અનિવાર્ય રૂપે નિષ્ફળ જનારા નાનકડા અખતરાઓ મારફત તથા ઉદાહરણના પ્રભાવ મારફત, તેઓ નવા દૈવી સામાજિક આદેશનો માર્ગ તૈયાર કરવાનો પ્રયાસ કરે છે.

સર્વહારા વર્ગ હજુ સાવ અવિકસિત હાલતમાં હોય અને તેને પોતાની સ્થિતિનો ખ્યાલ માત્ર કલ્પનાના આધારે જ હોય, એવા જમાનામાં ઘડી કાઢવામાં આવેલાં આવાં તરંગી ચિત્રો, સમાજની સામાન્ય પુનર્ઘટના માટે એ વર્ગની પ્રથમ સાહજિક ઝંખનાઓને અનુરૂપ છે.

પરંતુ એ સમાજવાદી તથા સામ્યવાદી પ્રકાશનોમાં ટીકાત્મક તત્ત્વ પણ છે. તેઓ વર્તમાન સમાજના પ્રત્યેક સિદ્ધાંતની ઉપર પ્રહાર કરે છે. એટલે કામદાર વર્ગની વાકેફગારી માટે અત્યંત મૂલ્યવાન સામગ્રી તેમાં ભરપૂર પડી છે. તેમાં રજૂ કરવામાં આવેલાં અમલી કદમો — દાખલા તરીકે, શહેરો અને ગામો વચ્ચેના ભેદની નાબૂદી, પરિવારની નાબૂદી, ખાનગી વ્યક્તિઓના હિસાબે ઉદ્યોગો

ચલાવવાનું બંધ કરવું, વેતનની પ્રથાની નાબૂદી, સામાજિક સુમેળની ઘોષણા, રાજ્યની કામગીરીઓ બદલાવી નાખીને માત્ર ઉત્પાદનની દેખરેખ પૂરતી બનાવી દેવી—આ બધી દરખાસ્તો વર્ગો વચ્ચેના અંટસોની નાબૂદી પ્રત્યે જ નિર્દેશ કરે છે. પરંતુ એ જમાનામાં વર્ગો વચ્ચેના અંટસો તો હજુ તાજા જ દેખા દઈ રહ્યા હતા, અને એ પ્રકાશનોમાં અંટસોનાં કેવળ તદ્દન આરંભનાં તથા અસ્પષ્ટ રૂપોને જ ધ્યાનમાં લેવામાં આવ્યાં છે. એટલે આ દરખાસ્તો નિર્ભેળ તરંગી સ્વરૂપની છે.

ટીકાત્મક-તરંગી સમાજવાદ તથા સામ્યવાદનું મહત્ત્વ ઐતિહાસિક વિકાસ જોડે ઊલટા ક્રમનો સંબંધ ધરાવે છે. આધુનિક વર્ગસંઘર્ષ જેટલા પ્રમાણમાં વિકસે છે અને ચોક્કસ આકાર ધારણ કરે છે એટલા પ્રમાણમાં, સંઘર્ષથી અળગા આ કપોળકલ્પિત ધોરણનાં તથા સંઘર્ષની ઉપર આ ઉટપટાંગ પ્રહારોનાં સમગ્ર અમલી મૂલ્ય તથા સમગ્ર સૈદ્ધાંતિક આધાર ખતમ થતાં જાય છે. એટલે, આ પદ્ધતિઓના પ્રવર્તકો ઘણી દૃષ્ટિએ ક્રાંતિકારી હતા, પરંતુ તેમના શિષ્યોએ દરેક દાખલામાં ખાલી પ્રત્યાઘાતી સંપ્રદાયો જ સ્થાપ્યા છે. સર્વહારા વર્ગના પ્રગતિશીલ ઐતિહાસિક વિકાસના વિરોધમાં તેઓ પોતાના ઉસ્તાદોના મૂળ વિચારોને જોરથી વળગી રહે છે. એટલે તેઓ વર્ગસંઘર્ષને ચેતનહીન બનાવી દેવાની તથા વર્ગો વચ્ચેના અંટસોને સુમેળમાં પલટાવી નાખવાની કોશિશ કરે છે, સુસંગત કોશિશ કરે છે. તેઓ હજુ પોતાના સામાજિક તરંગોના પ્રયોગોની સફળતાનાં સ્વપ્નાં સેવે છે; છૂટીછવાઈ 'ફલાન્સતેરેસ', 'હોમ કોલોનીઝ', અને 'લિટલ ઈકારિયા'*—વસાહતો અમરાપુરીનાં ટચૂકડાં રૂપો—સ્થાપવાનાં સ્વપ્નાં સેવે છે; અને આ બધા હવાઈ મહેલો ચણવા માટે તેમને મૂડીદારના

---

*ચાર્લ્સ ફૂરિયેની યોજના મુજબની વસાહતો 'ફલાન્સ્તેરેસ' નામે ઓળખાતી હતી. કાબેએ તેના તરંગની દુનિયાના સમાજને, અને આગળ જતાં તેની અમેરિકી સામ્યવાદી વસાહતને, 'ઈકારિયા' નામ આપ્યું હતું. **(૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

ઓવેને તેની સામ્યવાદી આદર્શ વસાહતોને 'હોમ કોલોનીઝ' અથવા 'નિવાસ વસાહતો' નામ આપ્યું હતું. ફૂરિયેએ આયોજેલી સાર્વજનિક હવેલીઓનું નામ 'ફલાન્સ્તેરેસ' હતું. કલ્પનાવિલાસના તરંગી દેશની કાબેએ ચિત્રિત કરેલી સામ્યવાદી સંસ્થાઓને 'ઈકારિયા' નામ આપવામાં આવ્યું હતું. **(૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

દિલમાં હમદર્દી જગાવવી પડે છે તથા તેનાં નાણાંની ભીખ માગવી પડે છે. તેઓ ધીરે ધીરે નીચે સરકતા, ઉપર વર્ણવાઈ ગયેલા પ્રત્યાઘાતી રૂઢિચુસ્ત સમાજવાદીઓની કતારમાં પહોંચી જાય છે. એ સમાજવાદીઓથી તેઓ ફક્ત એટલા પૂરતા જ જુદા પડે છે કે તેઓ વધારે પદ્ધતિસર વિદ્યાદંભી હોય છે અને તેમને પોતાના સામાજિક વિજ્ઞાનની ચમત્કારી અસરોમાં ઝનૂની તથા વહેમી શ્રદ્ધા હોય છે.

એટલે તેઓ કામદાર વર્ગનાં તમામ રાજકીય કદમોનો ઉગ્ર વિરોધ કરે છે. તેમની દૃષ્ટિએ એવાં કદમો નવા દૈવી આદેશમાં વગર વિચારી અશ્રદ્ધામાંથી જ પરિણમી શકે.

ઈંગ્લૅંડમાં ઓવેનપંથીઓ અને ફ્રાંસમાં ફૂરિયેપંથીઓ અનુક્રમે ચાર્ટિસ્ટોનો[35] અને રિફોર્મીસ્તેસનો[36] વિરોધ કરે છે.

## ૪. વિવિધ વર્તમાન વિરોધી પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોનું ધોરણ

ઈંગ્લેંડમાં ચાર્ટિસ્ટો તથા અમેરિકામાં "ગ્રામ સુધારકો" જેવી વર્તમાન કામદાર વર્ગીય પાર્ટીઓના સંબંધમાં કોમ્યુનિસ્ટોનું ધોરણ બીજા વિભાગમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

કોમ્યુનિસ્ટો કામદાર વર્ગનાં તાત્કાલિક લક્ષ્યો તથા હિતો ખાતર લડે છે. પરંતુ વર્તમાન આંદોલનમાં તેઓ આંદોલનના ભાવિનું પ્રતિનિધિત્વ કરે છે તથા ધ્યાન રાખે છે. ફ્રાંસમાં કોમ્યુનિસ્ટો રૂઢિચુસ્ત અને રેડિકલ મૂડીદાર વર્ગની સામે સોશ્યલ-ડેમોક્રેટો*ની જોડે એકસંપી સાધે છે, પરંતુ મહાન ક્રાંતિના વખતથી ઊતરી આવેલાં પરંપરાગત સૂત્રો તથા ભ્રમોના સંબંધમાં ટીકાત્મક ધોરણ અખત્યાર કરવાનો અધિકાર તેઓ જાળવી રાખે છે.

તેઓ સ્વિટ્ઝર્લેંડમાં રેડિકલોનું સમર્થન કરે છે, પરંતુ હકીકત લક્ષ બહાર નથી રાખતા કે એ પાર્ટી પરસ્પર વેરભાવી તત્ત્વોની બનેલી છે, અમુક અંશે ફ્રેંચ અર્થમાં લોકશાહીવાદી સમાજવાદીઓની અને અમુક અંશે રેડિકલ મૂડીવાદીઓની બનેલી છે.

પોલેંડમાં રાષ્ટ્રીય મુક્તિની પ્રથમ શરત તરીકે કિસાન ક્રાંતિનો આગ્રહ

---

*એ વખતે આ પાર્ટીના પ્રતિનિધિઓ પાર્લમેન્ટમાં લેદ્રૂ-રોલેં તથા સાહિત્યમાં લુઈ બ્લાં[37] હતા અને દૈનિક અખબારોમાં «*Réforme*» હતું. એ વખતે સોશ્યલ-ડેમોક્રસીના એ પ્રણેતાઓની દૃષ્ટિમાં તેનો અર્થ હતો — લોકશાહીવાદી અથવા પ્રજાસત્તાકવાદી પાર્ટીનો ઓછીવધારે સમાજવાદી રંગછાયા ધરાવતો હિસ્સો. **(૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

એ વખતે ફ્રાંસમાં સોશ્યલિસ્ટ-ડેમોક્રેટિક પાર્ટી તરીકે ઓળખાતી પાર્ટીના પ્રતિનિધિઓ રાજકીય જીવનમાં લેદ્રૂ-રોલેં અને સાહિત્યમાં લુઈ બ્લાં હતા. એ રીતે, વર્તમાન જર્મન સોશ્યલ-ડેમોક્રસીથી તે બેહદ નિરાળી હતી. **(૧૮૯૦ની જર્મન આવૃત્તિમાં એંગેલ્સની નોંધ.)**

રાખનારી પાર્ટીનું, ૧૮૪૬માં[38] ક્રેકોવમાં વિપ્લવ જગાવનારી પાર્ટીનું, તેઓ સમર્થન કરે છે.

જર્મનીમાં મૂડીદાર વર્ગ જ્યારે જ્યારે આપખુદ રાજાશાહીની સામે, સામંતી જાગીરદારોની સામે, તથા નિમ્ન-મૂડીવાદી વર્ગની સામે લડે છે ત્યારે તેઓ તેના સંગાથમાં લડે છે.

પરંતુ તેઓ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેના કટ્ટર વેરભાવની બને એટલી વધારેમાં વધારે સમજણ કામદાર વર્ગમાં સિંચવાનું એક પળ માટે પણ ક્યારેય બંધ નથી કરતા, જેથી મૂડીદાર વર્ગ પોતાની સર્વોપરીતાની સાથે સાથે જે રાજકીય સંજોગો અનિવાર્ય રૂપે ઊભા કરવાનો છે તેનો સીધેસીધો ઉપયોગ જર્મન કામદારો ઘણાંબધાં હથિયારો તરીકે કરી શકે, અને જર્મનીમાં પ્રત્યાઘાતી વર્ગોના પતન પછી મૂડીદાર વર્ગ સામેની લડત તત્કાળ શરૂ થઈ જાય.

કોમ્યુનિસ્ટો પોતાનું ધ્યાન મુખ્યત્વે જર્મની તરફ વાળી રહ્યા છે કારણ કે એ દેશ મૂડીવાદી ક્રાંતિની પૂર્વવેળાએ પહોંચી ગયો છે. એ ક્રાંતિ ચોક્કસ રૂપે યુરોપીય સભ્યતાના અધિક ઉન્નત સંજોગોમાં થશે અને તેમાં સર્વહારા વર્ગ સત્તરમી સદીના ઈંગ્લેંડના સર્વહારા વર્ગ કરતાં તથા અઢારમી સદીના ફ્રેંચ સર્વહારા વર્ગ કરતાં વધારે વિકસિત સ્થિતિમાં હશે. જર્મનીમાં મૂડીવાદી ક્રાંતિ તો તેને પગલે પગલે તરત જ થનારી સર્વહારા ક્રાંતિનો કેવળ પૂર્વરંગ જ હશે.

ટૂંકમાં કોમ્યુનિસ્ટો દરેક ઠેકાણે વર્તમાન સામાજિક તથા રાજકીય વ્યવસ્થાની સામે પ્રત્યેક ક્રાંતિકારી આંદોલનનું સમર્થન કરે છે.

તેઓ એ બધાં આંદોલનોમાં પ્રત્યેકના મુખ્ય સવાલ તરીકે મિલકતના સવાલને — એ વખતે તેનો વિકાસ ભલે ગમે એટલે અંશે થયો હોય તોપણ — મોખરે લાવે છે.

છેલ્લે — તેઓ દરેક ઠેકાણે બધા દેશોની લોકશાહીવાદી પાર્ટીઓની એકસંપી તથા સહમતી માટે જહેમતો કરે છે.

કોમ્યુનિસ્ટો પોતાના વિચારો તથા લક્ષ્યોને છુપાવવાના ખયાલ સુદ્ધાંને નફરતની નજરે જુએ છે. તેઓ ખુલ્લંખુલ્લા જાહેર કરે છે કે અમારાં લક્ષ્યો તો સમગ્ર વર્તમાન સામાજિક સંજોગોને બળજબરીથી ઉખેડી નાખીને જ સાધી શકાય એમ છે. સામ્યવાદી ક્રાંતિ સમક્ષ શાસક વર્ગોને ધ્રૂજવા દો. સર્વહારા વર્ગને પોતાની બેડીઓ સિવાય બીજું કશું જ ગુમાવવાનું નથી. તેમને જીતવા માટે આખી દુનિયા છે.

**દુનિયાના કામદારો, એક થાઓ!**

## સામ્યવાદના સિદ્ધાંતો[37]

**સવાલ ૧:** સામ્યવાદ એટલે શું?

**જવાબ:** સામ્યવાદ એટલે સર્વહારા વર્ગની મુક્તિના સંજોગોનો સિદ્ધાંત.

**સવાલ ૨:** સર્વહારા વર્ગ એટલે શું?

**જવાબ:** સર્વહારા વર્ગ સમાજનો એવો વર્ગ છે કે જે ગુજરાનનાં સાધનો કશી મૂડીના આધારે પેદા કરેલા નફામાંથી નહિ, પરંતુ તદ્દન અને માત્ર પોતાની મહેનતના વેચાણમાંથી જ હાંસલ કરે છે; જેનાં સુખસગવડ અને કઠણાઈઓનો, જિંદગી અને મોતનો, પૂરી હયાતીનો, આધાર મહેનતની માંગ ઉપર હોય છે, એટલે કે વારાફરતી આવતા સારા વેપારના અને માઠા વેપારના દિવસો ઉપર હોય છે, બેલગામ હરીફાઈમાંથી પરિણમતી તેજીમંદી ઉપર હોય છે. ટૂંકમાં, સર્વહારા વર્ગ, અથવા સર્વહારાઓનો વર્ગ, ઓગણીસમી સદીનો કામદાર વર્ગ છે.

**સવાલ ૩:** એ રીતે, સર્વહારાઓ સદા અસ્તિત્વમાં નથી રહ્યા?

**જવાબ:** ના. ગરીબ લોકો અને કામદાર વર્ગો હંમેશાં અસ્તિત્વમાં રહ્યા છે, અને કામદાર વર્ગો મોટે ભાગે હંમેશાં ગરીબ રહ્યા છે. પરંતુ મુક્ત અને બેલગામ હરીફાઈ જેવી રીતે હંમેશાં અસ્તિત્વમાં નથી રહી એવી જ રીતે, હમણાં જણાવવામાં આવેલા સંજોગોમાં જિંદગી ગુજારતા હોય એવા ગરીબો, એવા કામદારો, અર્થાત્ સર્વહારાઓ હંમેશાં અસ્તિત્વમાં નથી રહ્યા.

**સવાલ ૪:** સર્વહારા વર્ગનો ઉદય કેવી રીતે થયો?

**જવાબ:** ગઈ સદીના ઉત્તરાર્ધમાં ઇંગ્લેંડમાં વિકાસ પામેલી ઔદ્યોગિક ક્રાંતિના પરિણામે, અને ત્યાર પછી દુનિયાના બધા સભ્ય દેશોમાં એવી ક્રાંતિના

પુનરાવર્તનના પરિણામે, સર્વહારા વર્ગનો ઉદય થયો. વરાળયંત્ર, વિવિધ કાંતણયંત્રો, પાવર-લૂમ, અને વિશાળ સંખ્યામાં બીજાં યાંત્રિક સાધનોની રચના થવાથી એ ઔદ્યોગિક ક્રાંતિ થઈ. ખૂબ મોંઘાં હોવાથી માત્ર મોટા મૂડીદારો જ ખરીદી શકે એવાં એ યંત્રોએ ઉત્પાદનની તત્કાલીન આખી રીતને પલટાવી નાખી અને તત્કાલીન કામદારોને રઝળતા કરી મૂક્યા, કારણ કે કામદારો પોતાના સાદા રેંટિયા તથા હાથસાળ વડે બનાવી શકે તેનાથી વધારે સસ્તી અને બહેતર ચીજો યંત્રો બનાવવા લાગ્યાં. એ રીતે યંત્રોએ ઉદ્યોગ પૂરેપૂરો મોટા મૂડીદારોના હાથમાં સુપરત કરી દીધો અને કામદારોની નજીવી મિલકત (ઓજારો, હાથસાળો, વગેરે) નકામી બનાવી દીધી. પરિણામે થોડા વખતમાં મૂડીદારો દરેક વસ્તુના માલિક બની ગયા અને કામદારો કને કશું જ ન રહ્યું. કાપડના ઉત્પાદનના ક્ષેત્રમાં કારખાનાની પ્રથા એ રીતે દાખલ થઈ. યંત્રોને તથા કારખાનાની પ્રથાને એક વાર પ્રવેગ આપવામાં આવ્યો એટલે કારખાનાની પ્રથા ઝડપથી ઉદ્યોગની બીજી બધી શાખાઓમાં પહોંચી ગઈ—ખાસ કરીને કાપડ ઉદ્યોગમાં અને પુસ્તકછપાઈ, પોટરી, તથા ધાતુની ચીજોના ઉદ્યોગોમાં. મહેનત વધારે ને વધારે પ્રમાણમાં ઘણા કામદારોની અંદર વહેંચાઈ જવા લાગી. પહેલાં એક કામદાર આખી ચીજ બનાવતો હતો તેને બદલે હવે ચીજનો માત્ર એક ભાગ બનાવવા લાગ્યો. મહેનતની એવી વહેંચણીને કારણે ઉત્પાદિત ચીજો વધારે ઝડપથી અને એટલે વધારે સસ્તી કિંમતે પૂરી પાડવાનું શક્ય બન્યું. એથી દરેક કામદારની મહેનત સાવ સાદી અને વારંવાર પુનરાવર્તિત યંત્રવત્ કામગીરી બની ગઈ. મશીન એવી કામગીરી કામદાર જેટલી જ સરસ કરી શકે એટલું જ નહિ પરંતુ સારી પેઠે બહેતર પણ કરી શકે. એ રીતે, કાંતણ અને વણાટ ઉદ્યોગોની જેમ જ, એક એક કરીને ઉદ્યોગની એ બધી શાખાઓમાં પણ વરાળશક્તિ, મશીનો, તથા કારખાનાની પ્રથાનું વર્ચસ્વ સ્થપાઈ ગયું. પરંતુ તેના પરિણામે એ બધી મોટા મૂડીદારોના હાથમાં ચાલી ગઈ, અને તેમાં પણ કામદારોની સ્વતંત્રતાના આખરી અંશો છીનવી લેવામાં આવ્યા. ધીરે ધીરે ખરા મેન્યુફેક્ચર ઉપરાંત હાથકારીગરીના ધંધાઓમાં પણ કારખાનાની પ્રથાનું વર્ચસ્વ સ્થપાઈ ગયું, કારણ કે તેમાં પણ મોટા મૂડીદારોએ વિશાળ કારખાનાં ખડાં કરીને નાના કારીગરોને વધારે ને વધારે પ્રમાણમાં બાજુ પર ધકેલી દીધા. એવાં કારખાનાંમાં ખર્ચની પુષ્કળ બચત થતી અને કામદારોની અંદર મહેનતની અનુકૂળ વહેંચણી પણ થઈ શકતી, પરિણામે એમ બન્યું છે કે સભ્ય દેશોમાં મહેનતની લગભગ તમામ શાખાઓ કારખાનાની પ્રથા મુજબ ચલાવવામાં આવે

છે, અને લગભગ એ તમામ શાખાઓમાં વિશાળ પાયાના ઉદ્યોગે હાથકારીગરી તથા મેન્યુફેક્ચરની હકાલપટ્ટી કરી છે. તેના પરિણામે, અગાઉના મધ્યમ વર્ગો, ખાસ કરીને નાના ઉસ્તાદ કારીગરો, વધારે ને વધારે પ્રમાણમાં પાયમાલીની હાલતમાં ધકેલાઈ ગયા છે; કામદારોની અગાઉની હાલત તદ્દન પલટાઈ ગઈ છે, અને ધીરે ધીરે બીજા બધા વર્ગોને પોતાની અંદર સમાવી લેતા બે નવા વર્ગો અસ્તિત્વમાં આવ્યા છે. એ બે વર્ગો છે—

૧. મોટા મૂડીદારોનો વર્ગ. બધા સભ્ય દેશોમાં ગુજરાનાં તમામ સાધનોનો તેમ જ ગુજરાનાં એ સાધનોના ઉત્પાદન માટે જરૂરી કાચો માલ તથા ઓજારોનો (મશીનો, કારખાનાં, વગેરે) એકમાત્ર માલિક એ વર્ગ છે. એ વર્ગ મૂડીદારોનો વર્ગ અથવા મૂડીદાર વર્ગ છે.

૨. એવા લોકોનો વર્ગ કે જેમની પાસે મુદ્દલ કશું જ નથી અને એટલે જેમને ગુજરાનાં સાધનો બદલામાં મેળવવા માટે પોતાની મહેનત મૂડીદારને વેચવી પડે છે. એ વર્ગ સર્વહારાઓનો વર્ગ અથવા સર્વહારા વર્ગ તરીકે ઓળખાય છે.

**સવાલ ૫:** સર્વહારાઓની મહેનતનું મૂડીદારને વેચાણ કેવા સંજોગોમાં થાય છે?

**જવાબ:** મહેનત પણ બીજા કોઈ પણ્ય* જેવું જ પણ્ય છે, અને બીજા કોઈ પણ્યની કિંમત નિર્ધારિત કરતા નિયમો અનુસાર જ તેની કિંમત પણ નિર્ધારિત થાય છે. વિશાળ પાયાના ઉદ્યોગના કે મુક્ત હરીફાઈના—આપણે જોઈશું કે બન્નેનો અર્થ એક જ છે—વર્ચસ્વમાં પણ્યની કિંમત સરેરાશ હંમેશાં એ પણ્યના ઉત્પાદનના ખર્ચ જેટલી હોય છે. એટલે, મહેનતની કિંમત પણ એવી જ રીતે મહેનતના ઉત્પાદનના ખર્ચ જેટલી હોય છે. કામદારને મહેનત કરવા લાયક રાખવા માટે અને કામદાર વર્ગને નષ્ટ થઈ જતો અટકાવવા માટે જરૂરી ગુજરાનાં સાધનોનો જથ્થો જ ચોક્કસ રૂપે મહેનતના ઉત્પાદનનું ખર્ચ હોય છે. એ રીતે, એ હેતુ માટે જરૂરી હોય તેનાથી વધારે કામદારને તેની મહેનતના બદલામાં ન મળે; મહેનતની કિંમત, અથવા વેતન, નીચામાં નીચી કક્ષાએ રહે, જિંદગી ટકાવી રાખવા માટે ઓછામાં ઓછી આવશ્યકતાની કક્ષાએ રહે. વેપાર ક્યારેક સારો અને ક્યારેક મોળો હોય છે, એટલે, જેવી રીતે કારખાનદારને તેના પણ્યના બદલામાં ક્યારેક વધારે ને ક્યારેક ઓછું મળે,

---

*વેચવાની વસ્તુ, વેપારી માલ.—સં.

એવી જ રીતે કામદારને પણ ક્યારેક વધારે ને ક્યારેક ઓછું મળે. પરંતુ વખત ભલે સારો કે માઠો ગમે તેવો હોય, જેવી રીતે કારખાનદારને તેના પણ્યના બદલામાં સરેરાશ પણ્યના ઉત્પાદનના ખર્ચ જેટલું—એથી વધારેય નહિ ને ઓછુંયે નહિ—મળી જાય છે, એવી જ રીતે કામદારને પણ સરેરાશ એટલું લઘુતમ—એથી વધારેય નહિ ને ઓછુંયે નહિ—મળી રહે છે. વિશાળ પાયાનો ઉદ્યોગ મહેનતની તમામ શાખાઓને વધારે સર કરતો જશે તેમ તેમ વેતનનો આ આર્થિક નિયમ વધારે સખતીથી લાગુ થતો જશે.

**સવાલ ૬:** ઔદ્યોગિક ક્રાંતિ પહેલાં કયા કયા કામદાર વર્ગો અસ્તિત્વમાં હતા?

**જવાબ:** સમાજના વિકાસના વિવિધ તબક્કાઓ અનુસાર કામદાર વર્ગો વિવિધ પરિસ્થિતિઓમાં જિંદગી ગુજારતા હતા અને મિલકતદાર તથા શાસક વર્ગો જોડે વિવિધ સંબંધો ધરાવતા હતા. પ્રાચીન જમાનામાં કામદાર લોકો પોતાના માલિકોના **ગુલામો** હતા. ઘણા પછાત દેશોમાં તેમ જ અમેરિકાના દક્ષિણ ભાગોમાં પણ હજુ એવી જ પરિસ્થિતિ છે. મધ્યયુગમાં કામદાર લોકો જમીનદાર ઉમરાવોની માલિકીના **ખેતગુલામો** હતા. હંગેરી, પોલૅંડ, અને રશિયામાં હજુ એવી જ પરિસ્થિતિ છે. મધ્યયુગમાં શહેરોમાં નાના મૂડીદારની નોકરી કરતા હાથકારીગરો પણ હતા. મેન્યુફેક્ચરનો વિકાસ થતો ગયો તેમ તેમ તેમાં કામ કરતા કામદારોની સંખ્યા ધીરે ધીરે વધતી ગઈ. હવે ઓછાવધારે પ્રમાણમાં મોટા મૂડીદારો એ કામદારોને કામે રાખે છે.

**સવાલ ૭:** સર્વહારા ગુલામથી કઈ રીતે જુદો છે?

**જવાબ:** ગુલામને સીધેસીધો વેચી નાખવામાં આવે છે, સર્વહારાને પોતાની જાતનું વેચાણ દિવસ અને કલાકના હિસાબે કરવું પડે છે. દરેક અલગ ગુલામને, **એક જ** માલિકની મિલકતને, તેના ગુજરાનની ખાતરી હોય છે—પછી તે ભલે તેના માલિકનાં હિતો મુજબ હોય અને ગમે એટલું કંગાલ હોય. દરેક અલગ સર્વહારા જાણે આખા મૂડીદાર **વર્ગની** મિલકત હોય છે. તેની મહેનત તો જયારે જરૂર પડે ત્યારે જ ખરીદવામાં આવે છે, અને એટલે તેને ગુજરાનની કશી ખાતરી નથી મળતી. ગુજરાનની ખાતરી સર્વહારા **વર્ગને** કેવળ સમગ્ર રૂપમાં જ મળે છે. ગુલામ હરીફાઈના ક્ષેત્રની બહાર હોય છે, પરંતુ સર્વહારા હરીફાઈના ક્ષેત્રની અંદર જ હોય છે અને તેની તમામ તેજીમંદીઓનો ભોગ બને છે. ગુલામને નાગરિક સમાજનો સભ્ય નથી ગણવામાં આવતો, વસ્તુ ગણવામાં આવે છે. સર્વહારાને વ્યક્તિ ગણવામાં આવે છે, નાગરિક સમાજનો

સભ્ય ગણવામાં આવે છે. એ રીતે, ગુલામ કદાચ સર્વહારા કરતાં બહેતર જિંદગી જીવતો હોય, પરંતુ સર્વહારા સમાજના વિકાસના ઉચ્ચતર તબક્કાનો ઇન્સાન છે, અને પોતે ગુલામ કરતાં ઊંચી કક્ષા ધરાવે છે. ગુલામ તો ખાનગી મિલકતના તમામ સંબંધોમાંથી માત્ર ગુલામીના સંબંધને ખતમ કરીને મુક્ત થઈ જાય, અને એ રીતે ખુદ સર્વહારા બની જાય; સર્વહારા સામાન્ય રૂપે ખાનગી મિલકતને નાબૂદ કરીને જ મુક્ત થઈ શકે.

**સવાલ ૮:** સર્વહારા ખેતગુલામથી કઈ રીતે જુદો છે?

**જવાબ:** ખેતગુલામના કબજામાં ઉત્પાદનનું સાધન — જમીનની પટ્ટી — હોય છે, અને તેનો ઉપયોગ પણ તે કરી શકે છે. બદલામાં તે પાકનો અમુક હિસ્સો આપી દે છે અથવા કામ કરી આપે છે. સર્વહારા બીજા કોઈ માટે એ બીજા કોઈનાં ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ કરે છે. બદલામાં તેને પેદાશનો અમુક હિસ્સો મળે છે. ખેતગુલામ આપે છે, સર્વહારાને આપવામાં આવે છે. ખેતગુલામને ગુજરાનની ખાતરી હોય છે, સર્વહારાને નથી હોતી. ખેતગુલામ હરીફાઈના ક્ષેત્રની બહાર હોય છે, સર્વહારા તેની અંદર હોય છે. ખેતગુલામ કાં તો શહેરમાં નાસી જઈને અને ત્યાં કારીગર બની જઈને, અથવા જમીનદારને મહેનત તથા નીપજોને બદલે પૈસા આપીને અને એ રીતે જમીનનો મુક્ત પટ્ટો હાંસલ કરીને, અથવા પોતાના સામંતી હાકેમને નસાડી મૂકીને અને એ રીતે ખુદ માલિક બની જઈને, ટૂંકમાં એક યા બીજી રીતે મિલકતદાર વર્ગની હરોળોમાં તથા હરીફાઈમાં દાખલ થઈને, મુક્ત બની જાય. સર્વહારા હરીફાઈને, ખાનગી મિલકતને, અને તમામ વર્ગભેદોને નાબૂદ કરીને મુક્ત થઈ શકે.

**સવાલ ૯:** સર્વહારા હાથકારીગરથી કઈ રીતે જુદો છે?*

**સવાલ ૧૦:** સર્વહારા મેન્યુફેક્ચરના કામદારથી કઈ રીતે જુદો પડે છે?

**જવાબ:** સોળમીથી અઢારમી સદી દરમિયાનનો મેન્યુફેક્ચરનો કામદાર હજી પોતાનાં ઉત્પાદનનાં સાધનોની — સાળ, કૌટુંબિક રેંટિયા, અને જમીનનો નાનકડો પ્લોટ — માલિકી ધરાવતો હતો. તે ફુરસદના વખતે જમીનના પ્લોટમાં ખેતી કરતો. સર્વહારાની પાસે આમાંનું કશું નથી હોતું. મેન્યુફેક્ચરનો કામદાર મોટે ભાગે માત્ર દેહાતોમાં જ વસે છે, અને જમીનદાર કે શેઠ જોડે તેના સંબંધો

---

* એંગેલ્સે હસ્તપ્રતમાં અહીંયાં જવાબ માટે ખાલી જગ્યા છોડી દીધી છે. — સં.

ઓછાવધારે પ્રમાણમાં પિતૃશાસન પ્રકારના હોય છે. સર્વહારા મુખ્યત્વે મોટાં શહેરોમાં વસે છે, અને તેને કામે રાખનારા માલિકની જોડે તેનો સંબંધ ચોખ્ખો પૈસાનો સંબંધ હોય છે. મોટા પાયાનો ઉદ્યોગ મેન્યુફેક્ચરના કામદારને પિતૃશાસન પ્રકારના સંબંધોથી છૂટો કરી દે છે. તેના હાથમાં હજુ બચી રહેલી મિલકત તે ગુમાવી બેસે છે, અને પરિણામે સર્વહારા બની જાય છે.

**સવાલ ૧૧ :** ઔદ્યોગિક ક્રાંતિનાં અને મૂડીદાર તથા સર્વહારાઓમાં સમાજના વિભાજનનાં તાત્કાલિક પરિણામો કેવાં છે?

**જવાબ : પહેલી વાત** તો એ કે કામમાં મશીનોના ઉપયોગને લીધે ઔદ્યોગિક ચીજોની કિંમતો સતત ઘટતી ગઈ એટલે શારીરિક મહેનત ઉપર આધારિત પુરાણી મેન્યુફેક્ચર અથવા ઉદ્યોગની પદ્ધતિ બધા દેશોમાં તદ્દન ખતમ થઈ ગઈ. અત્યાર સુધી ઔદ્યોગિક વિકાસથી લગભગ સાવ અળગા રહી ગયેલા અને આજ પર્યંત મેન્યુફેક્ચર ઉપર આધારિત ઉદ્યોગ ધરાવતા અર્ધજંગલી દેશોને તેઓની એકાકિતામાંથી પરાણે બહાર ખેંચી કાઢવામાં આવ્યા. તેઓએ અંગ્રેજોનો સસ્તો માલ ખરીદવાનું શરૂ કરી દીધું અને પોતાના મેન્યુફેક્ચર કામદારોને ખતમ થઈ જવા દીધા. એ રીતે, હજારો વરસોથી સ્થગિત દશામાં પડેલા દેશોમાં સર્વાંગી ક્રાંતિકારી પરિવર્તનો થયાં — દાખલા તરીકે હિંદુસ્તાન, અને હવે ચીન પણ ક્રાંતિની દિશામાં આગેકૂચ કરી રહ્યું છે. એ રીતે, આજે ઇંગ્લૅંડમાં નવું મશીન બનાવવામાં આવે એટલે એક વરસની અંદર ચીનમાં લાખો કામદારોની રોજની રોટી ઝૂંટવાઈ જાય છે. એ રીતે, વિશાળ પાયાના ઉદ્યોગે પૃથ્વીની તમામ પ્રજાઓને એકબીજીના સંબંધમાં આણી દીધી છે, બધાં સ્થાનિક બજારોને એકસાથે બાંધી લઈને એક વિશ્વ બજાર ઊભું કરી દીધું છે, દરેક ઠેકાણે સભ્યતા અને પ્રગતિનો માર્ગ મોકળો કર્યો છે, અને હાલત એવે તબક્કે પહોંચી ગઈ છે કે સભ્ય દેશોમાં જે કંઈ બને તેની અસર બીજા તમામ દેશોમાં પડે છે. એ રીતે ઇંગ્લૅંડ કે ફ્રાંસના કામદારો અત્યારે મુક્તિ હાંસલ કરી લે તો એથી બીજા બધા દેશોમાં ક્રાંતિકારી આંદોલન પ્રેરિત થશે જ, અને તેના પરિણામે એ દેશોના કામદારો પણ વહેલા કે મોડા મુક્તિ હાંસલ કરી લેશે.

**બીજી વાત** — જ્યાં જ્યાં મેન્યુફેક્ચરનું સ્થાન વિશાળ પાયાના ઉદ્યોગે લઈ લીધું ત્યાં ત્યાં ઔદ્યોગિક ક્રાંતિએ મૂડીદાર વર્ગને, તેની સંપત્તિને, તથા તેની સત્તાને વિકાસની ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચાડી દીધાં, અને મૂડીદાર વર્ગને દેશનો પ્રથમ વર્ગ બનાવી દીધો. તેના પરિણામે, જ્યાં જ્યાં એમ બન્યું

ત્યાં ત્યાં મૂડીદાર વર્ગે રાજકીય સત્તા પોતાના હાથમાં લઈ લીધી અને અત્યાર સુધી સત્તાસ્થાને બેઠેલા વર્ગોની—ઉમરાવો તથા ગિલ્ડ-નગરવાસીઓ અને એ બેઉનું પ્રતિનિધિત્વ કરતી આપખુદ રાજશાહીની—હકાલપટ્ટી કરી. મૂડીદાર વર્ગે વંશપરંપરાગત માલિકીની પ્રથાને અથવા જમીનરૂપી મિલકતના વેચાણની બંધીને તેમ જ ઉમરાવ વર્ગના ખાસ અધિકારોને નાબૂદ કરી નાખીને ઉમરાવશાહીની, ઉમરાવ વર્ગની, તાકાતને ખતમ કરી નાખી. મૂડીદાર વર્ગે તમામ ગિલ્ડોને તથા કારીગરી સંબંધી ખાસ અધિકારોને નાબૂદ કરી નાખીને ગિલ્ડ-નગરવાસીઓની તાકાતને ખતમ કરી નાખી. એ બેઉને સ્થાને તેણે મુક્ત હરીફાઈની સ્થાપના કરી, અર્થાત્ સમાજની એવી પ્રથા સ્થાપી કે જેમાં દરેકને ઉદ્યોગની કોઈ પણ શાખા અપનાવવાનો અધિકાર હોય, અને જરૂરી મૂડીની ગેરહાજરી સિવાય બીજી કોઈ બાબત તેને એ સંબંધમાં રોકી ન શકે. એટલે મુક્ત હરીફાઈની સ્થાપના એવી ઘોષણા બની રહે છે કે હવેથી સમાજના સભ્યો કેવળ તેમની મૂડીની અસમાનતાના પ્રમાણમાં અસમાન રહેશે, મૂડી નિર્ણાયક તાકાત છે, અને એટલે મૂડીદારો, મૂડીદાર વર્ગ, સમાજમાં પ્રથમ વર્ગનું સ્થાન ધરાવે છે. પરંતુ મુક્ત હરીફાઈ વિશાળ પાયાના ઉદ્યોગના આરંભમાં જરૂરી છે, કારણ કે વિશાળ પાયાના ઉદ્યોગની ઉન્નતિ સમાજની એવી પરિસ્થિતિમાં જ થઈ શકે.—મૂડીદાર વર્ગે ઉમરાવ વર્ગની તથા ગિલ્ડ-નગરવાસીઓની સામાજિક તાકાત એવી રીતે ખતમ કરી નાખ્યા પછી તરત જ તેઓની રાજકીય સત્તા પણ ખતમ કરી નાખી. મૂડીદાર વર્ગ સમાજમાં પ્રથમ વર્ગ બની ગયો એટલે તેણે રાજકીય ક્ષેત્રમાં પણ પોતાને પ્રથમ વર્ગ ઘોષિત કરી દીધો. તેણે પ્રતિનિધિ પ્રથાની સ્થાપના મારફત એમ કર્યું. એ પ્રથા કાનૂન સમક્ષ મૂડીવાદી સમાનતા ઉપર તથા મુક્ત હરીફાઈની કાનૂની માન્યતા ઉપર આધારિત છે, અને તેને યુરોપીય દેશોમાં બંધારણીય રાજશાહીના રૂપમાં દાખલ કરવામાં આવી હતી. એ બંધારણીય રાજશાહીઓમાં અમુક મૂડી ધરાવતા માણસો જ, અર્થાત્ મૂડીદારો જ, મત આપવાનો અધિકાર ધરાવે છે, એવા મૂડીવાદી મતદારો પ્રતિનિધિઓને ચૂંટે છે, અને એવા મૂડીવાદી પ્રતિનિધિઓ માલ પૂરો પાડવાનો ઈન્કાર કરવાના અધિકાર મારફત મૂડીવાદી સરકાર ચૂંટે છે.

**ત્રીજી વાત**—ઔદ્યોગિક ક્રાંતિના પરિણામે જેટલા પ્રમાણમાં મૂડીદાર વર્ગનો વિકાસ થયો એટલા જ પ્રમાણમાં સર્વહારા વર્ગનો વિકાસ થયો. જેટલા પ્રમાણમાં મૂડીદારને દોલત હાંસલ થઈ એટલા પ્રમાણમાં સર્વહારાઓની સંખ્યામાં

વધારો થયો. સર્વહારાઓને કેવળ મૂડી જ કામે રાખી શકે, અને મૂડીમાં વધારો મહેનતના ઉપયોગથી જ થઈ શકે, એટલે મૂડીની વૃદ્ધિની જોડાજોડ એકસરખા વેગે સર્વહારા વર્ગની વૃદ્ધિ થતી રહે છે. તેની સાથે સાથે, ઔદ્યોગિક ક્રાંતિ મોટાં શહેરોમાં મૂડીદાર તથા સર્વહારાઓને એકત્રિત કરે છે, કારણ કે મોટાં શહેરોમાં ઉદ્યોગ અત્યંત નફાકારક રીતે ચલાવી શકાય. વિશાળ સમુદાયો એવી રીતે **એક** જગ્યાએ એકત્રિત થતાં, સર્વહારાઓ પોતાની તાકાત અંગે સભાન બને છે. વધુમાં—ઔદ્યોગિક ક્રાંતિ જેમ જેમ વધારે વિકસે તેમ તેમ વધારે મશીનોની રચના થાય છે, તેના ઉપયોગથી શારીરિક મહેનતની આવશ્યકતા ખતમ થતી જાય છે, અને અમે કહી ચૂક્યા છીએ તેમ વિશાળ પાયાનો ઉદ્યોગ વેતનને લઘુતમ કક્ષાએ ઉતારી નાખીને સર્વહારા વર્ગની હાલત વધારે ને વધારે અસહ્ય બનાવી દે છે. એ રીતે, એક તરફ સર્વહારા વર્ગના વધતા જતા અસંતોષને કારણે અને બીજી તરફ તેની વધતી જતી તાકાતને કારણે, ઔદ્યોગિક ક્રાંતિ સર્વહારા વર્ગને હાથે સામાજિક ક્રાંતિનો માર્ગ તૈયાર કરે છે.

**સવાલ ૧૨:** ઔદ્યોગિક ક્રાંતિનાં વધુ પરિણામો કેવાં છે?

**જવાબ:** વિશાળ પાયાના ઉદ્યોગે વરાળયંત્ર અને બીજાં યંત્રોના રૂપમાં, ઔદ્યોગિક ઉત્પાદનને ટૂંકા ગાળામાં તથા જરાક ખરચે અસીમ પ્રમાણમાં વધારી દેવાનું શક્ય બનાવતાં સાધનો પેદા કર્યાં. વિશાળ પાયાના ઉદ્યોગના આવશ્યક પરિણામ સમી મુક્ત હરીફાઈએ, ઉત્પાદનની સરળતાને કારણે, થોડા વખતમાં જ અત્યંત ઉગ્ર સ્વરૂપ અખત્યાર કરી લીધું. મૂડીદારો મોટી સંખ્યામાં ઉદ્યોગના ક્ષેત્રની અંદર દાખલ થઈ ગયા, અને બહુ ઝડપથી એવી હાલત પેદા થઈ ગઈ કે ઉત્પાદન જરૂરત કરતાં વધારે થવા લાગ્યું. પરિણામે, ઉત્પાદિત માલ વેચી ન શકાયો અને વ્યાપારી કટોકટી તરીકે ઓળખાતા સંજોગો ઊભા થયા. કારખાનાં બંધ થઈ ગયાં, કારખાનદારોએ દેવાળાં કાઢ્યાં, અને કામદારોની રોજી ખતમ થઈ ગઈ. કારમી કંગાલિયત ફેલાઈ ગઈ. થોડા વખતમાં વધારાનો માલ વેચાઈ ગયો, કારખાનાં પાછાં ચાલુ થઈ ગયાં, વેતનમાં વધારો થયો, અને ધીરે ધીરે વેપાર અગાઉ કરતાં વધારે તડામાર ચાલવા લાગ્યો. પરંતુ થોડા વખતની અંદર માલનું વળી પાછું વધારે પડતું ઉત્પાદન થઈ ગયું, વળી કટોકટી આવી, અને અગાઉની કટોકટીના ક્રમ મુજબ જ ચાલી. એ રીતે,

ચાલુ સદીના આરંભથી ઉદ્યોગની હાલત સમૃદ્ધિના ગાળાઓ તથા કટોકટીના ગાળાઓ વચ્ચે ડોલતી રહી છે, પાંચથી સાત વરસના લગભગ નિયમિત મધ્યાંતરે એકસરખી કટોકટી આવતી રહી છે, કામદારોને અભૂતપૂર્વ અસહ્ય કંગાલિયતના ભોગ બનાવતી રહી છે, સામાન્ય ક્રાંતિકારી જુવાળ પેદા કરતી રહી છે, અને સમગ્ર વર્તમાન પદ્ધતિ માટે બેહદ ભારે જોખમ ઊભું કરતી રહી છે.

**સવાલ ૧૩:** ફરી ફરીને નિયમિત આવતી આ વ્યાપારી કટોકટીઓનો શો નિષ્કર્ષ તારવી શકાય?

**જવાબ: પહેલી વાત**—વિશાળ પાયાના ઉદ્યોગના આરંભના તબક્કાઓમાં તેણે જ મુક્ત હરીફાઈને પેદા કરી હોવા છતાં, હવે તે મુક્ત હરીફાઈના માળખાથી વધારે વિકાસ પામી ચૂક્યો છે; હરીફાઈ તથા સામાન્ય રૂપે અલગ અલગ વ્યક્તિઓ દ્વારા ઔદ્યોગિક ઉત્પાદનનું સંચાલન હવે વિશાળ પાયાના ઉદ્યોગને જકડતી બેડી બની ગયાં છે; વિશાળ પાયાના ઉદ્યોગે એ બેડીને તોડી નાખવી પડશે અને એ તેને તોડી નાખશે; વિશાળ પાયાના ઉદ્યોગને જ્યાં સુધી તેના વર્તમાન આધારે ચલાવવામાં આવશે ત્યાં સુધી તે દર સાત વરસે ફરી ફરીને આવતી સામાન્ય અંધાધૂંધી—દર વખતે સમગ્ર સભ્યતા માટે જોખમ ઊભું કરતી અને સર્વહારાઓને કંગાલિયતના કૂવામાં ધકેલી દેવા ઉપરાંત એવી જ રીતે મોટી સંખ્યામાં મૂડીદારોને પણ પાયમાલીના ભોગ બનાવી દેનારી—મારફત જ ટકી રહી શકશે; એટલે કાં તો વિશાળ પાયાના ઉદ્યોગને તજી દેવો પડે—જે તદ્દન અશક્ય છે—અથવા સમાજનું પૂરેપૂરું નવું સંઘટન આવશ્યક બની જાય કે જેમાં એકબીજાની જોડે હરીફાઈ કરતા અલગ અલગ કારખાનદારો ન રહે પરંતુ સમગ્ર સમાજ ઔદ્યોગિક ઉત્પાદનનું સંચાલન ચોક્કસ યોજના મુજબ તથા સૌની જરૂરિયાતો મુજબ કરે.

**બીજી વાત**—વિશાળ પાયાનો ઉદ્યોગ અને તેણે શક્ય બનાવેલું ઉત્પાદનનું અસીમ વિસ્તરણ નવી સમાજ વ્યવસ્થા અસ્તિત્વમાં આણી શકે, અને એવા સમાજમાં જિંદગીની તમામ જરૂરિયાતોની ચીજોનું ઉત્પાદન એટલા વિપુલ પ્રમાણમાં કરવામાં આવે કે સમાજનો પ્રત્યેક સભ્ય પોતાની તમામ શક્તિઓ તથા કાબેલિયતોને પૂર્ણતમ સ્વતંત્રતાથી વિકસાવી તથા અજમાવી શકે. એ રીતે, વિશાળ પાયાના ઉદ્યોગનું જે લક્ષણ વર્તમાન સમાજમાં સમગ્ર કંગાલિયત અને

તમામ વ્યાપારી કટોકટીઓ પેદા કરે છે, એ જ લક્ષણ, નિરાળા સામાજિક સંઘટનમાં, એ કંગાલિયતને અને વિનાશક તેજીમંદીઓને ચોક્કસ રૂપે ખતમ કરી નાખશે.

એ રીતે, સાફ સાબિત થઈ જાય છે કે —

૧) અત્યારથી આ બધાં અનિષ્ટોના એકમાત્ર કારણ તરીકે એવી સામાજિક વ્યવસ્થાને જ ગણાવી શકાય કે જે વર્તમાન સંજોગોને અનુરૂપ હવે નથી રહી.

૨) નવી સામાજિક વ્યવસ્થાની સ્થાપના મારફત આ બધાં અનિષ્ટોને તદ્દન નાબૂદ કરી નાખવાનો ઉપાય તૈયાર છે.

**સવાલ ૧૪:** એ નવી સામાજિક વ્યવસ્થા કેવી હોવી જોઈએ?

**જવાબ:** નવી સામાજિક વ્યવસ્થા સૌપ્રથમ તો સામાન્ય રૂપે ઉદ્યોગનું તથા ઉત્પાદનની તમામ શાખાઓનું સંચાલન, માંહોમાંહે હરીફાઈ કરતા બિનસાંકળાયેલા અલગ અલગ માણસોના હાથમાંથી લઈ લેશે, અને તેને બદલે, ઉત્પાદનની તમામ શાખાઓનું સંચાલન સમગ્ર સમાજ વતી કરશે, અર્થાત્ સામાજિક યોજના મુજબ તથા સમાજના તમામ સભ્યોની સામેલગીરીથી કરશે. એ રીતે હરીફાઈને ખતમ કરી નાખવામાં આવશે અને તેનું સ્થાન સહજીવન લઈ લેશે. અલગ અલગ માણસોના હાથે ઉદ્યોગના સંચાલનનું અનિવાર્ય પરિણામ ખાનગી માલિકીમાં આવે છે અને હરીફાઈ તો અલગ અલગ ખાનગી માલિકોના હાથે ઉદ્યોગના સંચાલનની એક રીત સિવાય બીજું કશું નથી, એટલે ખાનગી માલિકીને ઉદ્યોગના વ્યક્તિગત સંચાલનથી તથા હરીફાઈથી છૂટી ન પાડી શકાય. એટલે, ખાનગી માલિકીને પણ નાબૂદ કરી નાખવામાં આવશે, અને તેને બદલે ઉત્પાદનનાં તમામ સાધનોનો સહિયારો ઉપયોગ કરવામાં આવશે તથા ઉત્પાદિત ચીજોની વહેંચણી સર્વસંમતિથી કરવામાં આવશે, અથવા માલનો સહિયારો ઉપભોગ સ્થાપવામાં આવશે. ઉદ્યોગના વિકાસમાંથી અનિવાર્ય રૂપે પેદા થતી સમગ્ર સામાજિક પદ્ધતિના રૂપાંતરની અત્યંત સંક્ષિપ્ત તથા અત્યંત લાક્ષણિક મુદ્દાસર અભિવ્યક્તિ ખાનગી માલિકીની નાબૂદી છે, અને એટલે યોગ્ય જ છે કે કોમ્યુનિસ્ટોએ તેને મુખ્ય માંગ તરીકે રજૂ કરી છે.

**સવાલ ૧૫:** એટલે ખાનગી મિલકતની નાબૂદી અગાઉ શું અશક્ય હતી?

**જવાબ:** ખરી વાત. સામાજિક વ્યવસ્થામાં પ્રત્યેક પરિવર્તન, મિલકત સંબંધોમાં પ્રત્યેક ક્રાંતિ, પુરાણા મિલકત સંબંધોને અનુરૂપ ન બનતાં નવાં

ઉત્પાદક પરિબળોના સર્જનનું આવશ્યક પરિણામ હોય છે. ખુદ ખાનગી મિલકતનો ઉદય એવી રીતે થયો હતો. ખાનગી મિલકત સદાસર્વદા અસ્તિત્વમાં નથી રહી. મધ્યયુગના અંતિમ ગાળામાં ઉત્પાદનની નવી રીત મેન્યુફેક્ચરના રૂપમાં દાખલ કરવામાં આવી. એ રીત તત્કાલીન સામંતી અને ગિલ્ડ મિલકત જોડે અસંગત હતી. પુરાણા મિલકત સંબંધોના માળખાથી વધારે વિકાસ પામેલા મેન્યુફેક્ચરે માલિકીનું નવું રૂપ પેદા કર્યું—ખાનગી માલિકી પેદા કરી. મેન્યુફેક્ચરના ગાળામાં અને વિશાળ પાયાના ઉદ્યોગના વિકાસના પહેલા તબક્કામાં, ખાનગી માલિકી સિવાય મિલકતનું બીજું કોઈ રૂપ શક્ય નહોતું, ખાનગી માલિકી ઉપર આધારિત સમાજ વ્યવસ્થા સિવાય બીજી કોઈ સમાજ વ્યવસ્થા શક્ય નહોતી. સૌને પૂરું પાડવા જેટલું જ નહિ, પરંતુ સામાજિક મૂડીની વૃદ્ધિ સારુ તેમ જ ઉત્પાદક પરિબળોના અધિક વિકાસ સારુ ઉત્પાદિત ચીજો પૂરી પાડવા માટે પણ, પૂરતું ઉત્પાદન જ્યાં સુધી ન થઈ શકે ત્યાં સુધી, ઉત્પાદક પરિબળોનો હાકેમ વર્ચસ્વી વર્ગ તથા ગરીબ પીડિત વર્ગ અસ્તિત્વમાં રહેવાના જ. એ વર્ગો કેવી રીતે રચાય છે તેનો આધાર ઉત્પાદનના વિકાસના તબક્કા ઉપર રહેશે. ખેતીવાડી ઉપર આધારિત મધ્યયુગમાં આપણને ઉમરાવ અને ખેતગુલામ જોવા મળે છે, મધ્યયુગના ત્યાર પછીના ગાળામાં આપણને શહેરોમાં ગિલ્ડ-માસ્ટરો અને તેના શિખાઉ કારીગરો તથા દહાડિયાઓ જોવા મળે છે, સત્તરમી સદીમાં મેન્યુફેક્ચર માલિકો અને મેન્યુફેક્ચર કામદારો જોવા મળે છે, અને ઓગણીસમી સદીમાં મોટો કારખાનદાર અને સર્વહારા જોવા મળે છે. સાફ છે કે એ વખત સુધી ઉત્પાદક પરિબળોનો વિકાસ હજુ એટલો બહોળો નહોતો થયો કે સૌને માટે પૂરતો માલ પેદા થાય અને એ ઉત્પાદક પરિબળો માટે ખાનગી મિલકત જંજીર બની જાય, અવરોધ બની જાય. પરંતુ હવે વિશાળ પાયાના ઉદ્યોગના વિકાસના પરિણામે જ્યારે—**પહેલી વાત**—મૂડી તથા ઉત્પાદક પરિબળોનું સર્જન અભૂતપૂર્વ પાયા ઉપર થયું છે, અને એ ઉત્પાદક પરિબળોમાં ટૂંકા ગાળાની અંદર અંતહીન રૂપે અનેક ગણી વૃદ્ધિ કરવાનાં સાધનો હયાત છે; **બીજી વાત**—એ ઉત્પાદક પરિબળો થોડાક મૂડીદારોના હાથમાં કેંદ્રિત થઈ ગયાં છે અને લોકોનો વિશાળ સમુદાય વધારે ને વધારે પ્રમાણમાં સર્વહારા વર્ગની કતારોમાં ધકેલાઈ રહ્યો છે, અને મૂડીદારની દોલતમાં થતી અનેક ગણી વૃદ્ધિ જેટલા જ પ્રમાણમાં એ લોકોની હાલત વધારે ને વધારે કંગાલ તથા અસહ્ય બની રહી છે; **ત્રીજી વાત**—એ પ્રબળ અને સહેલાઈથી વૃદ્ધિ પામતાં ઉત્પાદક પરિબળો ખાનગી મિલકતના માળખા કરતાં અને મૂડીદાર

કરતાં એટલા પ્રચંડ પ્રમાણમાં વધી ગયાં છે કે તેઓ સામાજિક વ્યવસ્થામાં સતત ભયંકર ઊથલપાથલ પેદા કરી રહ્યાં છે—ત્યારે જ, ખાનગી મિલકતની નાબૂદી હવે શક્ય બની છે એટલું જ નહિ પરંતુ તદ્દન આવશ્યક પણ બની ગઈ છે.

**સવાલ ૧૬:** ખાનગી મિલકતની નાબૂદી શાંતિની રીતો વડે થશે ખરી?

**જવાબ:** મંછા રાખીએ કે એમ બની શકે, અને કોમ્યુનિસ્ટો તેનો પ્રતિકાર ચોક્કસ નહિ જ કરે. કોમ્યુનિસ્ટો સારી રીતે જાણે છે કે તમામ કાવતરાં કેવળ વ્યર્થ જ નહિ પરંતુ હાનિકર પણ હોય છે. તેઓ સારી રીતે જાણે છે કે ક્રાંતિઓ ઈરાદો બાંધીને તથા આપમરજી મુજબ નથી કરી શકાતી. ક્રાંતિઓ તો સર્વત્ર અને સદૈવ, વિશિષ્ટ પાર્ટીઓ તથા સમગ્ર વર્ગોની નેતાગીરીના સંકલ્પથી તદ્દન સ્વતંત્ર સંજોગોનું આવશ્યક પરિણામ હોય છે. પરંતુ કોમ્યુનિસ્ટો તેની સાથે સાથે સમજે પણ છે કે લગભગ દરેક સભ્ય દેશમાં સર્વહારા વર્ગના વિકાસને બળજબરીથી રૂંધવામાં આવે છે, અને તેના પરિણામે કોમ્યુનિસ્ટોના વિરોધીઓ ક્રાંતિને દરેક રીતે પ્રવેગ આપવાની કામગીરી કરે છે. અંતમાં પીડિત સર્વહારા વર્ગને ક્રાંતિ કરવાની હાલતમાં ધકેલી દેવામાં આવે તો અમે કોમ્યુનિસ્ટો સર્વહારાઓનો બચાવ હાલ જેવી રીતે વાણીમાં કરી રહ્યા છીએ એવી જ રીતે ત્યારે કૃત્યોમાં કરીશું.

**સવાલ ૧૭:** ખાનગી મિલકતને એક ઝટકે નાબૂદ કરી નાખવાનું શક્ય બનશે ખરું?

**જવાબ:** ના, સહિયારી મિલકતના સર્જન માટે ઉત્પાદક પરિબળોમાં આવશ્યક પ્રમાણમાં વૃદ્ધિ **એક ઝટકે** જેટલી અશક્ય છે, એટલું જ અશક્ય એ પણ છે. એટલે, પૂરા સંભવિત રૂપે નજીક આવી રહેલી સર્વહારા ક્રાંતિ વર્તમાન સમાજનું રૂપાંતર કેવળ ધીરે ધીરે જ કરી શકશે, અને ઉત્પાદનનાં સાધનોનો આવશ્યક જથ્થો પેદા થઈ જાય ત્યારે જ ખાનગી માલિકીને નાબૂદ કરશે.

**સવાલ ૧૮:** એ ક્રાંતિનો ક્રમ કેવો રહેશે?

**જવાબ:** એ ક્રાંતિ સૌપ્રથમ તો **લોકશાહી બંધારણ** અમલમાં મૂકશે અને એ રીતે સર્વહારા વર્ગના પ્રત્યક્ષ કે પરોક્ષ શાસનનો આરંભ કરશે—ઈંગ્લૅંડમાં સર્વહારા વર્ગ જનતાની બહુસંખ્યા બની ચૂક્યો છે ત્યાં પ્રત્યક્ષ, અને ફ્રાંસ તથા જર્મનીમાં પરોક્ષ, કારણ કે એ દેશોમાં સર્વહારાઓની જોડે નાના કિસાનો તથા મૂડીદારોને ઉમેરવામાં આવે ત્યારે જનતાની બહુસંખ્યા બને છે, એ વર્ગો

રાજકીય હિતોની દૃષ્ટિએ વધારે ને વધારે પ્રમાણમાં સર્વહારા વર્ગની ઉપર અવલંબિત બનતા જાય છે અને એટલે થોડા વખતમાં સર્વહારા વર્ગની માંગોને આધીન થઈ જશે. આથી કદાચ બીજી લડત જરૂરી બનશે, કેવળ સર્વહારા વર્ગના વિજયમાં જ પરિણમે એવી લડત લડવામાં આવશે.

ખાનગી માલિકી ઉપર સીધો પ્રહાર કરતાં અધિક કદમો સાધવાના તેમ જ સર્વહારા વર્ગની હયાતી સલામત બનાવવાના ઉપાય તરીકે લોકશાહીનો ઉપયોગ તત્કાળ ન કરવામાં આવે તો તે સર્વહારા વર્ગ માટે તદ્દન નકામી બની જાય. વર્તમાન સંબંધોમાંથી હવે પરિણમી ચૂકેલાં એ કદમોમાંનાં મુખ્ય નીચે મુજબ છે:

૧. વૃદ્ધિશીલ આવકવેરા, ભારે વારસા કર, સીધા વંશજ સિવાય બીજાઓના (ભાઈઓ,ભત્રીજા, વગેરે) વારસાહકની નાબૂદી, ફરજિયાત ધિરાણો, વગેરે મારફત ખાનગી માલિકી ઉપર અંકુશ.

૨. જમીનદારો, કારખાનદારો, અને રેલવે તથા વહાણવટાના ઉદ્યોગપતિઓનું ક્રમશઃ માલિકીહરણ — અમુક અંશે રાજ્યના ઉદ્યોગની હરીફાઈ મારફત અને અમુક અંશે ચલણી નોટોના રૂપમાં વળતર આપીને સીધું.

૩. પરદેશ વસવા ચાલ્યા જનારા તમામ માણસોની તેમ જ જનતાની બહુસંખ્યા સામે બળવા કરનારા તમામ માણસોની મિલકતની જપ્તી.

૪. રાષ્ટ્રીય માલિકીની જમીન, કારખાનાં, તથા વર્કશોપોમાં મહેનતનું અથવા સર્વહારાઓના કામનું સંઘટન કરવું, અને એ રીતે ખુદ કામદારોની અંદર ચાલતી હરીફાઈ ખતમ કરી નાખવી તથા કારખાનદારોની હયાતી કાયમ રહે ત્યાં સુધી તેમને ફરજ પાડવી કે તેઓ કામદારોને રાજ્ય તરફથી અપાતા વેતન જેટલું જ ઊંચું વેતન આપે.

૫. ખાનગી માલિકીની નાબૂદી પરિપૂર્ણ થઈ જાય ત્યાં સુધી કામની બાબતમાં સમાજના સઘળા સભ્યોની સરખી જવાબદારી. ઔદ્યોગિક સૈન્યોની સ્થાપના— ખાસ કરીને ખેતીવાડીમાં.

૬. રાજ્યની મૂડી ધરાવતી રાષ્ટ્રીય બેંકની સ્થાપના અને તમામ ખાનગી બેંકો તથા બેંકરોના દમન મારફત ધિરાણ તથા બેંકિંગ પદ્ધતિઓનું રાજ્યને હસ્તક કેંદ્રીકરણ.

૭. રાષ્ટ્રને હસ્તક મૂડી તથા કામદારોમાં જેટલા પ્રમાણમાં વૃદ્ધિ થાય એટલા પ્રમાણમાં રાષ્ટ્રીય કારખાનાં, વર્કશોપો, રેલવે, તથા જહાજોની સંખ્યામાં વધારો

કરવો, પડતર જમીનમાં ખેતી ચાલુ કરવી, અને પહેલેથી ખેડાતી જમીનમાં સુધારો કરવો.

૮. બાળકો માબાપની સારસંભાળથી છૂટાં થવા જેટલાં મોટાં થઈ જાય એટલે તેમને રાષ્ટ્રીય સંસ્થાઓમાં અને રાષ્ટ્રીય ખર્ચે શિક્ષણ આપવું. શિક્ષણનો ઉત્પાદન જોડે સમન્વય.

૯. ઉદ્યોગ તેમ જ ખેતીવાડીમાં કામ કરતા નાગરિકોના સમુદાયોના સહિયારા વસવાટ માટે રાષ્ટ્રીય માલિકીની જમીનમાં વિશાળ મકાનો બાંધવાં, અને શહેરી જિંદગી તથા દેહાતી જિંદગીના લાભોનો સમન્વય એવી રીતે સાધવો કે નાગરિકોને એ બેમાંથી એકેયની એકાંગિતા અથવા ગેરલાભોના ભોગ ન બનવું પડે.

૧૦. આરોગ્યને હાનિકર તથા ખરાબ બાંધણીનાં તમામ ઘરો તથા મકાનોને પાડી નાખવાં.

૧૧. કાયદેસર તથા બિનકાયદેસર સંતાનોને એકસરખો વારસાહક.

૧૨. વાહનવ્યવહારનાં તમામ સાધનોનું રાષ્ટ્રના હાથમાં કેંદ્રીકરણ.

આ બધાં કદમોનો અમલ એકીસાથે બેશક ન થઈ શકે. પરંતુ હંમેશાં એકની પાછળ પાછળ બીજું આવશે. એક વાર ખાનગી માલિકી ઉપર મૂળગામી હલ્લો થઈ જાય એટલે સર્વહારા વર્ગને આગળ ધપવું પડશે; અને સમગ્ર મૂડીને, સમગ્ર ખેતીવાડીને, સમગ્ર ઉદ્યોગને, સમગ્ર વાહનવ્યવહારને, તથા વિનિમયનાં તમામ સાધનોને રાજ્યને હસ્તક કેંદ્રિત કરવાં પડશે. આ બધાં કદમો એવાં પરિણામોની દિશામાં કામગીરી કરે છે, અને દેશનાં ઉત્પાદક પરિબળો સર્વહારા વર્ગની મહેનત મારફત જેટલા પ્રમાણમાં વૃદ્ધિ પામશે એટલા પ્રમાણમાં એ કદમો સાધ્ય બનશે તથા કેંદ્રીકરણની દિશામાં તેનાં પરિણામો એટલા પ્રમાણમાં વિકસિત થશે. છેલ્લે — જ્યારે સમગ્ર મૂડી, સમગ્ર ઉત્પાદન, અને સમગ્ર વિનિમય રાષ્ટ્રને હસ્તક કેંદ્રિત થઈ જશે ત્યાં સુધીમાં ખાનગી માલિકીની હયાતી આપમેળે ખતમ થઈ ગઈ હશે, નાણું બિનજરૂરી બની ગયું હશે, અને ઉત્પાદન એટલું વધી ગયું હશે તથા ઇન્સાનો એટલા બદલાઈ ગયા હશે કે પુરાણા સામાજિક સંબંધોનાં આખરી રૂપો પણ ખરી પડવાની હાલતમાં પહોંચી ગયાં હશે.

**સવાલ ૧૯:** એવી ક્રાંતિ માત્ર એક જ દેશમાં થાય એ શક્ય છે ખરું?

**જવાબ :** ના. વિશાળ પાયાના ઉદ્યોગે વિશ્વ બજાર પેદા કરીને પૃથ્વીની તમામ પ્રજાઓને, અને ખાસ કરીને સભ્ય પ્રજાઓને, એવી રીતે સાંકળી લીધી છે કે દરેક પ્રજાનો આધાર બીજી પ્રજાની હાલત ઉપર હોય છે. વધુમાં, વિશાળ પાયાના ઉદ્યોગે સઘળા દેશોના સામાજિક વિકાસને એટલો બધો એકસરખો બનાવી દીધો છે કે એ બધા દેશોમાં મૂડીદાર વર્ગ તથા સર્વહારા વર્ગ સમાજના બે નિર્ણાયક વર્ગો બની ગયા છે, અને તેઓની વચ્ચેનો સંઘર્ષ વર્તમાન સમયનો મુખ્ય સંઘર્ષ બની ગયો છે. એટલે સામ્યવાદી ક્રાંતિ કેવળ રાષ્ટ્રીય નહિ હોય. ઓછામાં ઓછું સઘળા સભ્ય દેશોમાં—ઈંગ્લેંડ, અમેરિકા, ફ્રાંસ, તથા જર્મનીમાં—એવી ક્રાંતિ એકીસાથે થશે. એ દેશોમાંથી પ્રત્યેકમાં લાંબા કે ટૂંકા ગાળાની અંદર તેના વિકાસનો આધાર એ બાબત ઉપર રહેશે કે કયો દેશ વધારે વિકસિત ઉદ્યોગ, વધારે સંપત્તિ, અને ઉત્પાદક પરિબળોનો વધારે મોટો સમૂહ ધરાવે છે. એટલે જર્મનીમાં તે સૌથી ઓછો વેગ ધારણ કરશે અને તેની સિદ્ધિ સૌથી વધારે મુશ્કેલ બનશે; ઈંગ્લેંડમાં તે સૌથી વધારે ઝડપી વેગ ધારણ કરશે અને તેની સિદ્ધિ સૌથી સહેલી બનશે. દુનિયાના બીજા દેશોની ઉપર પણ તે સારી પેઠે પ્રભાવ પાડશે, તેઓના વિકાસની અત્યાર સુધીની રીતને તદ્દન પલટાવી નાખશે અને તેઓના વિકાસને ભારે પ્રવેગ આપશે. એ તો વિશ્વ ક્રાંતિ બનવાની છે અને એટલે તેનું મેદાન આખી દુનિયા હશે.

**સવાલ ૨૦:** ખાનગી માલિકીની આખરી નાબૂદીનાં પરિણામો કેવાં હશે?

**જવાબ:** તમામ ઉત્પાદક પરિબળોનો તથા વહેવારનાં સાધનોનો ઉપયોગ તેમ જ ઉત્પાદિત ચીજોનો વિનિમય તથા વહેંચણી ખાનગી મૂડીદારોના હાથમાંથી સમાજ કબજે લઈ લેશે, અને ઉપલબ્ધ સાધનો તથા સમગ્ર સમાજની જરૂરિયાતો ઉપર આધારિત યોજના મુજબ તેનું સંચાલન કરશે, એટલે સૌપ્રથમ તો વિશાળ પાયાના ઉદ્યોગનાં વર્તમાન સમયનાં અનિષ્ટ પરિણામો દૂર થઈ જશે. કટોકટીઓ બંધ થઈ જશે. સમાજની વર્તમાન પદ્ધતિમાં અતિ-ઉત્પાદનની હાલત ઊભી કરતું અને એ રીતે કંગાલિયતનું પ્રબળ કારણ બની રહેતું વિસ્તૃત ઉત્પાદન ત્યારે પૂરું પણ નહિ પડે, અને તેને વધારે વિસ્તારવું પડશે. સમાજની તાત્કાલિક જરૂરિયાતોથી વધી જતું અતિ-ઉત્પાદન ત્યારે કંગાલિયત પેદા કરવાને બદલે સૌની જરૂરિયાતો સંતોષશે, નવી જરૂરિયાતો પેદા કરશે, અને સાથે સાથે નવી જરૂરિયાતોને સંતોષવાનાં સાધનો પેદા કરશે. એ તો અધિક પ્રગતિની

શરત અને પ્રવેગક બની રહશે, અત્યાર સુધી બનતું રહ્યું છે તેમ સામાજિક વ્યવસ્થાને અંધાધૂંધીમાં સંડોવી દીધા વગર તે પ્રગતિ સાધશે. વિશાળ પાયાનો ઉદ્યોગ એક વાર ખાનગી માલિકીની ધૂંસરીથી મુક્ત થઈ જશે એટલે તેનો વિકાસ એવા પ્રચંડ પાયા ઉપર થશે કે આપણને તેના વિકાસનો વર્તમાન સ્તર, આપણા યુગના વિશાળ પાયાના ઉદ્યોગની સરખામણીમાં, મેન્યુફેક્ચર પદ્ધતિના વિકાસ જેવો નજીવો લાગશે. ઉદ્યોગનો એવો વિકાસ સમાજને ઉત્પાદિત ચીજોનો એટલો જથ્થો પૂરો પાડશે કે જેથી સૌની જરૂરિયાતો સંતોષાય. ખાનગી માલિકીના દબાણથી અને જમીનના નાના નાના ટુકડા પડી જવાથી અવરોધાતી ખેતીવાડી પણ, ઉપલબ્ધ સુધારણાઓ તથા વૈજ્ઞાનિક સિદ્ધિઓના અમલના પરિણામે, નવી ઉન્નતિ સાધશે અને સમાજને ચીજોનો વિપુલ જથ્થો પૂરો પાડશે. એ રીતે, સમાજના તમામ સભ્યોની જરૂરિયાતો સંતોષે એવી વહેંચણી માટે સમાજ પૂરતા પ્રમાણમાં ચીજોનું ઉત્પાદન કરશે. તેના પરિણામે, સમાજનું વિવિધ વેરભાવી વર્ગોમાં વિભાજન બિનજરૂરી બની જશે. તે બિનજરૂરી બની જશે એટલું જ નહિ પરંતુ નવી સામાજિક વ્યવસ્થા જોડે અસંગત પણ બની જશે. વર્ગો મહેનતના વિભાજન મારફત અસ્તિત્વમાં આવ્યા છે, અને મહેનતના વિભાજનનું અત્યાર સુધી હયાત રૂપ તદ્દન અદૃશ્ય થઈ જશે. ઔદ્યોગિક તથા ખેતીવાડીના ઊત્પાદનને નિરૂપિત ઉંચી કક્ષાઓ સુધી વિકસાવવા માટે કેવળ યાંત્રિક તથા રાસાયણિક સહાયક સાધનો જ પૂરતાં ન થાય, એ સહાયક સાધનોને ગતિમાન કરનારા લોકોની શક્તિઓને પણ એવી જ રીતે સરખા પ્રમાણમાં ખીલવવી જોઈએ. ગઈ સદીમાં કિસાનો તથા મેન્યુફેક્ચર કામદારો વિશાળ પાયાના ઉદ્યોગમાં ખેંચાયા ત્યારે જેવી રીતે તેમને પોતાની જિંદગીની આખી રીત બદલવી પડેલી, અને તદ્દન નિરાળા ઇન્સાનો બની જવું પડેલું, એવી જ રીતે, સમગ્ર સમાજને હસ્તક ઉત્પાદનની સહિયારી વ્યવસ્થા અને તેમાંથી પરિણમતો ઉત્પાદનનો નવો વિકાસ તદ્દન નિરાળા ઇન્સાનોને આવશ્યક બનાવે છે, અને તેમનું ઘડતર પણ કરે છે. આજે દરેક અલગ માણસને ઉત્પાદનની એક શાખા સોંપવામાં આવે છે, એ માણસ તેની જોડે જકડાયેલો હોય છે, તેના શોષણનો ભોગ બનેલો હોય છે, દરેક માણસે બાકીના સૌને ભોગે પોતાની માત્ર **એક જ** કાબેલિયત ખીલવી હોય છે, દરેક માણસ સમગ્ર ઉત્પાદનની માત્ર **એક જ** શાખા અથવા કેવળ શાખાનીયે શાખા વિશે જ વાકેફગાર હોય છે. આજે લોકો જેવા છે એવી હાલતમાં તેઓ ઉત્પાદનની

સહિયારી વ્યવસ્થા ન સંભાળી શકે. સમકાલીન ઉદ્યોગમાં પણ એવા માણસો ઓછા ને ઓછા ઉપયોગી બનતા જાય છે. સમગ્ર સમાજ દ્વારા સંયુક્ત રીતે અને યોજના મુજબ સંચાલિત ઉદ્યોગમાં સંપૂર્ણ પૂર્વધારણા એવા માણસોની કરવામાં આવે છે કે જેમની શક્તિઓનો સર્વાંગી વિકાસ થયો હોય અને જેઓ ઉત્પાદનની સમગ્ર પદ્ધતિને આવરી લેવાની શક્તિ ધરાવતા હોય. એટલે, એકને કિસાન, બીજાને મોચી, ત્રીજાને કારખાનાનો કામદાર, અને ચોથાને શેરદલાલ બનાવનારા મહેનતના જે વિભાજનને યંત્ર પદ્ધતિએ કમજોર બનાવી દીધું છે તે તદ્દન અદૃશ્ય થઈ જશે. શિક્ષણ તરુણ લોકો માટે ઉત્પાદનની સમગ્ર પદ્ધતિનો ઝડપથી પરિચય સાધવાનું શક્ય બનાવશે, તેમને માટે સામાજિક જરૂરિયાતો મુજબ અથવા પોતાની ઇચ્છા મુજબ ઉદ્યોગની એક શાખામાંથી બીજી શાખામાં જવાનું શક્ય બનાવશે. એટલે, મહેનતના વર્તમાન વિભાજને સૌની ઉપર લાદેલી વિકાસની એકાંગિતાને તે નાબૂદ કરી નાખશે. એ રીતે, સામ્યવાદી રીતે સંઘટિત સમાજ તેના સભ્યોને તેમની સર્વાંગી વિકસિત શક્તિઓનો ઉપયોગ સર્વાંગી રીતે કરવાની તક પૂરી પાડશે. તેની સાથે સાથે, વિવિધ વર્ગો આવશ્યક રૂપે અદૃશ્ય થઈ જશે. એ રીતે, એક તરફ સામ્યવાદી રીતે સંઘટિત સમાજ વર્ગોના અસ્તિત્વ જોડે અસંગત છે, અને બીજી તરફ એવા સમાજનું ઘડતર જ એ વર્ગભેદોને ખતમ કરી નાખવાનું સાધન પૂરું પાડે છે.

આ બધામાંથી એવું તારણ નીકળે છે કે શહેર અને ગામ વચ્ચેની વિષમતા પણ એવી જ રીતે અદૃશ્ય થઈ જશે. ખેતીવાડી તથા ઔદ્યોગિક ઉત્પાદનનું કામ બે જુદા જુદા વર્ગોને બદલે એકના એક લોકોને હાથે થાય એ તો નિર્ભેળ ભૌતિક કારણોસર પણ સામ્યવાદી સહજીવનની આવશ્યક શરત છે. ખેતીવાડીનું કામ કરતી વસતિની આખા દેશમાં વેરવિખેર હાલત, અને તેની સાથે સાથે મોટાં શહેરોમાં ઔદ્યોગિક વસતિનો ખીચોખીચ જમાવ—એવી હાલત તો ખેતીવાડી તથા ઉદ્યોગના કેવળ અવિકસિત તબક્કાને જ અનુરૂપ છે, સઘળા અધિક વિકાસના માર્ગમાં અવરોધ છે, અને તે અત્યારથી જ ખૂબ સ્પષ્ટ બની રહ્યો છે.

ઉત્પાદક પરિબળોના સહિયારા અને આયોજિત ઉપયોગ માટે સમાજના તમામ સભ્યોનું સામાન્ય સહજીવન, સૌની જરૂરિયાતો સંતોષવા માટે પૂરતું થાય એટલા પ્રમાણમાં ઉત્પાદનનું વિસ્તરણ, કેટલાકની જરૂરિયાતો બીજાઓને

ભોગે સંતોષવામાં આવે એવી હાલતનો ખાતમો, વર્ગો તથા તેઓની વચ્ચેની વિષમતાઓની તદ્દન નાબૂદી, અને મહેનતના અત્યાર સુધી પ્રવર્તમાન વિભાજનની નાબૂદી મારફત, ઔદ્યોગિક શિક્ષણ મારફત, પ્રવૃત્તિમાં પરિવર્તન મારફત, સૌએ પેદા કરેલી ન્યામતોમાં સૌના ભાગ મારફત, તેમ જ શહેરો તથા ગામોની એકરૂપતા મારફત સમાજના તમામ સભ્યોની શક્તિઓની સર્વાંગી ખિલવણી — ખાનગી માલિકીની નાબૂદીથી એવાં મુખ્ય પરિણામોની અપેક્ષા રાખી શકાય.

**સવાલ ૨૧:** સમાજની સામ્યવાદી વ્યવસ્થા પરિવાર ઉપર કેવી અસર પાડશે?

**જવાબ:** તેમાં નર અને નારી વચ્ચેના સંબંધોની બાબત કેવળ સંડોવાયેલી વ્યક્તિઓની જ નિર્ભેળ અંગત બાબત હશે, અને સમાજ એ સંબંધોમાં મુદ્દલ દખલગીરી નહિ કરી શકે. સામ્યવાદી સમાજ વ્યવસ્થામાં એમ કરી શકાશે કારણ કે ખાનગી મિલકતને નાબૂદ કરી નાખવામાં આવશે તથા બાળકોને સમાજ તરફથી શિક્ષણ આપવામાં આવશે, અને એ રીતે અત્યાર સુધી પ્રવર્તમાન પરિવારના ખાનગી મિલકતે ખડા કરેલા બે આધારસ્તંભોને — પતિ ઉપર પત્નીના અવલંબનને અને માબાપ ઉપર બાળકોના અવલંબનને — ખતમ કરી નાખશે. સામ્યવાદમાં સ્ત્રીઓને સૌની સહિયારી બનાવી દેવામાં આવશે એમ કહીને તેની વિરુદ્ધ બરાડા પાડતા નીતિનિયમોના રખેવાળ કૂપમંડૂકોને અમારો જવાબ એવો છે. સ્ત્રીઓને સૌની સહિયારી રાખવાના સામાજિક સંબંધો પૂર્ણ રૂપે મૂડીવાદી સમાજના જ છે, અને આજે વેશ્યાપ્રથાના પરિપૂર્ણ રૂપમાં હયાત છે. પરંતુ વેશ્યાપ્રથાનાં મૂળિયાં ખાનગી મિલકતમાં છે, અને ખાનગી મિલકતની નાબૂદીની સાથે સાથે તે ખતમ થઈ જાય છે. એટલે, સામ્યવાદી સમાજ વ્યવસ્થા સ્ત્રીઓને સૌની સહિયારી નહિ બનાવી દે, પરંતુ એથી ઊલટું, એવી હાલતને ખતમ કરી નાખશે.

**સવાલ ૨૨:** વર્તમાન પ્રજાઓની બાબતમાં સામ્યવાદી સમાજ વ્યવસ્થાનું વલણ કેવું હશે?

— મૂળ જવાબ જેમનો તેમ.[40]

**સવાલ ૨૩:** વર્તમાન ધર્મો પ્રત્યે તેમાં કેવું વલણ અખત્યાર કરવામાં આવશે?

— મૂળ જવાબ જેમનો તેમ.

**સવાલ ૨૪:** કોમ્યુનિસ્ટો સમાજવાદીઓથી કઈ રીતે જુદા પડે છે?

**જવાબ:** કહેવાતા સમાજવાદીઓને ત્રણ જૂથોમાં વિભાજિત કરી શકાય.

પહેલું જૂથ સામંતી તથા પિતૃશાસિત સમાજના હિમાયતીઓનું બનેલું છે. વિશાળ પાયાનો ઉદ્યોગ તથા વિશ્વ બજાર, તેમ જ એ બેઉએ પેદા કરેલો મૂડીવાદી સમાજ, સામંતી તથા પિતૃશાસિત સમાજને નષ્ટ કરતાં રહ્યાં છે અને હજુ પણ દરરોજ નષ્ટ કરી રહ્યાં છે. આ જૂથ વર્તમાન સમાજનાં અનિષ્ટોમાંથી એવો નિષ્કર્ષ તારવે છે કે સામંતી તથા પિતૃશાસિત સમાજ ફરી વાર સ્થાપવો જોઈએ કારણ કે તે આ અનિષ્ટોથી મુક્ત હતો. તેમની તમામ દરખાસ્તો સીધી અથવા આડકતરી રીતે એ દિશામાં લક્ષ્યાંકિત છે. **પ્રત્યાઘાતી** સમાજવાદીઓનું આ જથ સર્વહારા વર્ગની હાડમારીઓ અંગે કહેવાતી હમદર્દી દાખવે છે અને ઊનાં આંસુ ટપકાવે છે, પરંતુ તે છતાં કોમ્યુનિસ્ટો તેમનો સખત વિરોધ કરશે જ, કારણ કે—

૧) તેઓ કશુંક તદ્દન અશક્ય સિદ્ધ કરવાની જહેમતો કરે છે;

૨) ઉમરાવ વર્ગ, ગિલ્ડ-માસ્ટરો, તથા મૅન્યુફૅક્ચરોનું અને તેઓના રસાલાના આપખુદ અથવા સામંતી રાજાઓ, અમલદારો, સિપાહીઓ, તથા પાદરીઓનું શાસન ફરી સ્થાપવાની એ સમાજવાદીઓ કોશિશ કરે છે, તેઓ એવો સમાજ ફરી સ્થાપવા માગે છે કે જે વર્તમાન સમાજની ખામીઓથી તો મુક્ત હતો, પરંતુ ખુદ પોતાનાં ઓછામાં ઓછાં એટલાં જ અનિષ્ટો ધરાવતો હતો, અને સામ્યવાદી સમાજ વ્યવસ્થા મારફત પીડિત કામદારોની મુક્તિની સંભાવના પણ નહોતો ધરાવતો;

૩) જ્યારે જ્યારે સર્વહારા વર્ગ ક્રાંતિકારી અને સામ્યવાદી બને ત્યારે એ સમાજવાદીઓ પોતાની અસલી મુરાદો છતી કરી દે છે અને તત્કાળ સર્વહારાઓની સામે મૂડીદાર વર્ગની જોડે એકસંપી કરી લે છે.

બીજું જૂથ વર્તમાન સમાજના હિમાયતીઓનું બનેલું છે. વર્તમાન સમાજે અનિવાર્ય રૂપે પેદા કરેલાં અનિષ્ટો એ સમાજવાદીઓનાં મનમાં વર્તમાન સમાજની હયાતી અંગે ચિંતા જગાવે છે. એટલે તેઓ વર્તમાન સમાજ જોડે સંકળાયેલાં અનિષ્ટોને દૂર કરીને તેને સાબૂત રાખવાની કોશિશ કરે છે. એવે ઈરાદે તેમાંના કેટલાક જનકલ્યાણનાં વિવિધ પગલાં રજૂ કરે છે, અને બીજા એવી અદ્ભુત સુધારા પદ્ધતિઓની હિમાયત કરે છે કે જે સમાજની પુનર્ઘટનાના બહાના હેઠળ વર્તમાન સમાજના પાયાઓને જાળવી રાખે, અને એ રીતે વર્તમાન સમાજને જ ટકાવી રાખે. કોમ્યુનિસ્ટોને એ **મૂડીવાદી સમાજવાદીઓનો** પણ સતત

વિરોધ કરવો પડશે, કારણ કે તેઓ કોમ્યુનિસ્ટોના દુશ્મનોની કામગીરી કરે છે, અને કોમ્યુનિસ્ટો જે સમાજને ખતમ કરી નાખવા માગે છે તેનો બચાવ કરે છે.

છેલ્લે — ત્રીજું જૂથ લોકશાહીવાદી સમાજવાદીઓનું બનેલું છે. કોમ્યુનિસ્ટોની જેમ જ તેઓ સંબંધિત કદમો* માંથી અમુકનો અમલ ઇચ્છે છે ખરા, પરંતુ સામ્યવાદમાં સંક્રમણના ઉપાય તરીકે નહિ. તેઓ તો વર્તમાન સમાજની કંગાલિયત અને અનિષ્ટોની નાબૂદી માટે પૂરતાં કદમો તરીકે જ એ કદમોનો અમલ ઇચ્છે છે. એ **લોકશાહીવાદી સમાજવાદીઓ** કાં તો એવા સર્વહારાઓ છે કે જે પોતાના વર્ગની મુક્તિ માટેના સંજોગો અંગે પૂરતા વાકેફગાર નથી બન્યા, અથવા નાના મૂડીદારોના પ્રતિનિધિઓ છે. જ્યાં સુધી લોકશાહી જીતી લેવાનું અને ત્યાર પછી ઉઠાવવાનાં સમાજવાદી કદમોના અમલનું કાર્ય સફળ ન થઈ જાય ત્યાં સુધી નાના મૂડીદારોનો એ વર્ગ સર્વહારા વર્ગની જોડે ઘણી દૃષ્ટિએ એકસરખાં હિતો ધરાવે છે. એટલે પ્રવૃત્તિની વેળાએ કોમ્યુનિસ્ટોને લોકશાહીવાદી સમાજવાદીઓ જોડે સમજૂતી કરી લેવી પડશે, અને ઓછામાં ઓછું એવી વેળાએ તો, એ લોકશાહીવાદી સમાજવાદીઓ શાસક મૂડીદાર વર્ગના ચાકરો ન બની જાય અને કોમ્યુનિસ્ટોની ઉપર પ્રહારો ન કરે ત્યાં સુધી, કોમ્યુનિસ્ટોને તેમની જોડે જ્યારે શક્ય બને ત્યારે સામાન્ય રૂપે સહિયારી નીતિ અપનાવવી પડશે. સ્પષ્ટ છે કે તેમની જોડેના મતભેદોની ચર્ચાને એવી સહિયારી પ્રવૃત્તિ બકાત નથી રાખતી.

**સવાલ ૨૫:** આપણા જમાનાની બીજી રાજકીય પાર્ટીઓ પ્રત્યે કોમ્યુનિસ્ટોનું વલણ કેવું છે?

**જવાબ:** એ વલણ જુદા જુદા દેશોમાં જુદું જુદું હોય છે. મૂડીદાર વર્ગનું શાસન ધરાવતા ઇંગ્લેંડ, ફ્રાંસ, તથા બેલ્જિયમમાં કોમ્યુનિસ્ટો હાલ પૂરતા હજી વિવિધ લોકશાહીવાદી પાર્ટીઓ જોડે સમાન હિતો ધરાવે છે. લોકશાહીવાદીઓ હાલ દરેક ઠેકાણે જે સમાજવાદી કદમોની હિમાયત કરે છે એ કદમો કોમ્યુનિસ્ટોનાં

---

* અહીંયાં હસ્તપ્રતમાં ખાલી જગ્યા છે. ૧૮મા સવાલનો જવાબ જુઓ. — સં

લક્ષ્યોને જેટલાં વધારે મળતાં આવે, અર્થાત્ તેઓ જેટલા વધારે સ્પષ્ટ તથા ચોક્કસ રૂપમાં સર્વહારા વર્ગનાં હિતોનું સમર્થન કરે અને સર્વહારા વર્ગ તરફ ઢળે, એટલા પ્રમાણમાં હિતોની એવી એકતા વધારે સદ્ધર બને. દાખલા તરીકે ઇંગ્લેંડમાં ચાર્ટિસ્ટો બધા કામદારો છે, અને તેઓ લોકશાહીવાદી નાના મૂડીદાર અથવા કહેવાતા રૅડિકલોની સરખામણીમાં, અનહદ પ્રમાણમાં કોમ્યુનિસ્ટોની નજીક છે.

**અમેરિકામાં** લોકશાહી બંધારણ દાખલ કરવામાં આવ્યું છે. ત્યાં કોમ્યુનિસ્ટોએ એવી પાર્ટી જોડે સમાન ધ્યેયની એકસંપી સાધવી જોઈએ કે જે એ બંધારણને મૂડીદાર વર્ગની સામે લાગુ કરે અને સર્વહારા વર્ગના હિતમાં તેનો ઉપયોગ કરે — અર્થાત્ રાષ્ટ્રીય ખેતીજીવન સુધારકોની જોડે સમાન ધ્યેયની એકસંપી સાધવી જોઈએ.

**સ્વિટ્ઝર્લૅંડમાં** રૅડિકલો હજુ ખૂબ મિશ્રિત પાર્ટી છે, પરંતુ તે છતાં કોમ્યુનિસ્ટો જેની જોડે કશો સંબંધ રાખી શકે એવા લોકો માત્ર તેઓ જ છે. વળી એ રૅડિકલોમાં વાઉદ તથા જિનિવા વિસ્તારોના રૅડિકલો વધારેમાં વધારે પ્રગતિશીલ છે.

છેલ્લે — **જર્મનીમાં** મૂડીદાર વર્ગ અને આપખુદ રાજશાહી વચ્ચેનો નિર્ણાયક સંઘર્ષ હજુ આવવાનો છે. પરંતુ સત્તા મૂડીદાર વર્ગના હાથમાં ન આવે ત્યાં સુધી કોમ્યુનિસ્ટો મૂડીદાર વર્ગની વિરુદ્ધ નિર્ણાયક સંઘર્ષ લડી ન શકે, એટલે કોમ્યુનિસ્ટોના હિતમાં છે કે તેઓ મૂડીદાર વર્ગને બને એટલી ઝડપથી સત્તા હાંસલ કરી લેવામાં મદદ કરે, જેથી મૂડીદાર વર્ગને બને એટલો વહેલો ઉથલાવી પાડી શકાય. એટલે કોમ્યુનિસ્ટોએ હંમેશાં સરકારોની વિરુદ્ધ લિબરલ મૂડીદારનો પક્ષ લેવો જોઈએ, પરંતુ સાથે સાથે કોમ્યુનિસ્ટોએ ચેતતા રહેવું જોઈએ કે તેઓ ક્યાંક મૂડીદારની આત્મવંચનામાં સહભાગી ન બની જાય, અથવા મૂડીદાર વર્ગની લલચામણી જાહેરાતો માની ન લે કે તેનો વિજય સર્વહારા વર્ગ માટે લાભદાયક સુફળો પેદા કરશે. મૂડીદાર વર્ગના વિજયથી કોમ્યુનિસ્ટોને માત્ર આટલા જ ફાયદા થશે: ૧) વિવિધ છૂટછાટો મળશે જેથી કોમ્યુનિસ્ટો માટે પોતાના સિદ્ધાંતોનો બચાવ, ચર્ચાવિચારણા, તથા પ્રસાર સરળ બનશે, અને એ રીતે સર્વહારા વર્ગને સુઘટ, લડાયક, તથા સુસંગઠિત વર્ગના રૂપમાં એકતાબદ્ધ કરવાનું સરળ બનશે; અને ૨) ખાતરી ઊભી થશે કે જે દિવસે

આપખુદ સરકારોને ઉથલાવી પાડવામાં આવે તે દિવસથી મૂડીદાર અને સર્વહારાઓ વચ્ચેનો સંઘર્ષ શરૂ થઈ જશે. કોમ્યુનિસ્ટોની પાર્ટી મૂડીદાર વર્ગનું શાસન ધરાવતા દેશોમાં જેવી નીતિ ધરાવે છે એવી જ નીતિ તે દિવસથી જર્મનીમાં અપનાવી લેશે.

૧૮૪૭ના ઑક્ટોબર-નવેંબરમાં
ઍંગેલ્સે લખેલી કૃતિ
પહેલી વાર અલગ
પુસ્તિકા રૂપે ૧૯૧૪માં
પ્રકાશિત

જર્મન વાચનાના
અંગ્રેજી અનુવાદમાંથી
કરવામાં આવેલો
ગુજરાતી અનુવાદ

[1] આ નિર્દેશ ૧૮૪૮ની ફ્રાંસની ફેબ્રુઆરી ક્રાંતિ પ્રત્યે છે. — પૃ.૯.

[2] આ નિર્દેશ ૧૮૪૮ના જૂનની ૨૩-૨૬ તારીખે પેરિસના સર્વહારા વર્ગે કરેલા વિપ્લવ પ્રત્યે છે. એ વિપ્લવ ૧૮૪૮-૧૮૪૯ દરમિયાન યુરોપમાં ફેલાઈ ગયેલા ક્રાંતિના જુવાળની ચરમ કક્ષા સમો હતો. — પૃ.૯.

[3] **૧૮૭૧નું પેરિસ કોમ્યુન** — ૧૮૭૧માં પેરિસમાં સર્વહારા ક્રાંતિના પરિણામે સ્થાપવામાં આવેલી કામદાર વર્ગની ક્રાંતિકારી સરકાર. એ જગતમાં સર્વહારા વર્ગની સરમુખત્યારીની પ્રથમ સરકાર હતી અને ૭૨ દિવસો સુધી (૧૮મી માર્ચથી ૨૮મી મે) હયાત રહી હતી. — પૃ.૧૦.

[4] એ આવૃત્તિ ૧૮૬૯માં પ્રકાશિત થઈ હતી. ૧૮૮૮ની અંગ્રેજી આવૃત્તિની પ્રસ્તાવનામાં 'કોમ્યુનિસ્ટ જાહેરનામા'ના રશિયન અનુવાદના પ્રકાશનની તારીખ પણ ગલત આપવામાં આવી છે. — પૃ.૧૧.

[5] **કોલોકોલ** (ઘંટ) — ૧૮૫૭થી ૧૮૬૭ સુધી અલેક્સાંદર હેર્ઝેન અને નિકોલાઇ ઓગાર્યોવે પ્રકાશિત કરેલું રશિયન ક્રાંતિકારી-લોકશાહીવાદી અખબાર. એ લંડનમાં (૧૮૫૭—૧૮૬૫) અને ત્યાર પછી જિનિવામાં (૧૮૬૫—૧૮૬૭) છપાતું હતું. — પૃ.૧૧.

[6] આ નિર્દેશ 'નારોદ્નાયા વોલ્યા'ના સભ્યોએ ૧૮૮૧ના માર્ચની પહેલી તારીખે અલેક્સાંદર બીજાનું ખૂન કર્યું ત્યાર પછી રશિયાની પરિસ્થિતિ પ્રત્યે છે. 'નારોદ્નાયા વોલ્યા' સંગઠન (ત્રાસવાદી નરોદનીકો) તરફથી ક્રાંતિકારી તોફાનો અને નવાં ત્રાસવાદી કૃત્યો કરવામાં આવશે એવી બીકે નવો ઝાર અલેક્સાંદર ત્રીજો ગાતચિના રહેવા ચાલ્યો ગયો હતો. — પૃ.૧૨.

[7] **ડાર્વિન, ચાર્લ્સ રોબર્ટ** (૧૮૦૯—૧૮૮૨)—બ્રિટિશ પ્રકૃતિવિદ, ભૌતિકવાદી જીવવિજ્ઞાનનો સંસ્થાપક. તેણે વિપુલ જીવવૈજ્ઞાનિક સામગ્રીના આધારે સજીવ પ્રકૃતિની ઉત્ક્રાંતિનો સિદ્ધાંત નિરૂપિત કર્યો હતો. તેણે બતાવ્યું કે ઓર્ગનિક જગત સાદાં રૂપોમાંથી જટિલ રૂપોમાં વિકાસ પામે છે, નવાં રૂપોનો ઉગમ અને પુરાણાં રૂપોનો વિનાશ પ્રાકૃતિક (ઐતિહાસિક) વિકાસનું પરિણામ છે.

ડાર્વિનના ઉત્ક્રાંતિ સિદ્ધાંતનું સારતત્ત્વ એ છે કે જાતિઓનો ઉગમ પ્રાકૃતિક તથા કૃત્રિમ વરણીઓ મારફત થાય છે. તેણે એવું ધોરણ લીધું કે સજીવ પદાર્થોની ઉત્ક્રાંતિનાં મુખ્ય ઘટકો ભિન્નતા અને આનુવંશિકતા છે, વનસ્પતિઓ તથા પ્રાણીઓના હયાતી ટકાવી રાખવાના સંઘર્ષ દરમિયાન તેઓમાં થતાં પરિવર્તનો નિરંતર ચાલતાં રહે છે અને તેના પરિણામે વનસ્પતિ તથા પ્રાણીની નવી જાતિઓનો ઉગમ થાય છે. ડાર્વિને પોતાનો સિદ્ધાંત 'જાતિઓનો ઉગમ' (૧૮૫૯) નામે કૃતિમાં નિરૂપિત કર્યો હતો.—પૃ.૧૩.

[8] જુઓ ટિપ્પણી નં. ૧.

[9] **પ્રુધોં, પિયેર-જોસેફ** (૧૮૦૯—૧૮૬૫)—ફ્રેંચ વૃત્તવિવેચક, અર્થશાસ્ત્રી, સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વિચારક, અરાજકતાવાદનો સંસ્થાપક. તેને નાની ખાનગી માલિકી કાયમ રાખવાની આશા હતી, અને તેણે મોટી મૂડીવાદી મિલકતની નિમ્ન-મૂડીવાદી દૃષ્ટિબિંદુથી ટીકા કરી હતી. તેણે એવી "લોક-બેંક" સ્થાપવાની દરખાસ્ત કરી હતી કે જે "મુક્ત ધિરાણ" કરીને કામદારોને પોતાનાં ઉત્પાદનનાં સાધનો હાંસલ કરવામાં અને હાથકારીગરો બનવામાં મદદ કરે. પ્રુધોંનો એક બીજો પ્રત્યાઘાતી અને તરંગી ખયાલ ખાસ "વિનિમય બેંકો" સ્થાપવાનો હતો કે જે કામદાર લોકોના ઉત્પાદન માટે "વાજબી" વેચાણની વ્યવસ્થા કરી આપે, અને ઉત્પાદનનાં ઓજારો તથા સાધનોની ખાનગી માલિકીને અસર ન કરે. પ્રુધોં સર્વહારા વર્ગની ઐતિહાસિક ભૂમિકા ન સમજી શક્યો, અને તેણે વર્ગસંઘર્ષ, સર્વહારા ક્રાંતિ, તથા સર્વહારા વર્ગની સરમુખત્યારી પ્રત્યે નકારાત્મક વલણ દાખવ્યું. તે અરાજકતાવાદી હતો એટલે તેણે રાજ્યની આવશ્યકતાને નકારી કાઢી. પ્રથમ ઈન્ટરનેશનલ ઉપર પોતાના વિચારો લાદવાના પ્રુધોંપંથીઓના પ્રયાસોનો માર્ક્સ અને એંગેલ્સે સતત વિરોધ કર્યો હતો. માર્ક્સે 'ફિલસૂફીની દરિદ્રતા'

નામે પોતાની કૃતિમાં પ્રુધોંપંથ ઉપર સખત પ્રહારો કર્યા હતા. — પૃ.૧૬.

[10] **લાસાલપંથીઓ** — જર્મન નિમ્ન-મૂડીવાદી સમાજવાદી ફર્ડીનાન્ડ લાસાલના સમર્થકો. લિપઝિગમાં ભરાયેલી કામદાર મંડળોની કોંગ્રેસમાં ૧૮૬૩માં સ્થપાયેલા જર્મન કામદારોના સામાન્ય મંડળના તેઓ સભ્યો હતા. મંડળના પ્રથમ પ્રમુખ લાસાલે તેનો કાર્યક્રમ અને કાર્યનીતિ ઘડી કાઢયાં. કામદાર વર્ગની વ્યાપક રાજકીય પાર્ટીની સ્થાપના જર્મન કામદાર વર્ગીય આંદોલનના વિકાસમાં આગેકદમ સમી હતી. પરંતુ લાસાલ અને તેના અનુયાયીઓએ મુખ્ય સૈદ્ધાંતિક તથા રાજકીય સવાલોની બાબતમાં તકવાદી ધોરણ અપનાવ્યું. તેમણે એવી માન્યતા અખત્યાર કરી કે સામાજિક સમસ્યાને ઉકેલવા માટે પ્રશિયન રાજ્યનો ઉપયોગ શક્ય છે, અને તેમણે પ્રશિયાની બિસ્માર્ક સરકાર જોડે વાટાઘાટો કરવાની કોશિશ કરી. કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સે લાસાલપંથી સિદ્ધાંત, કાર્યનીતિ, તથા સંગઠન-સિદ્ધાંતોની, જર્મન કામદાર વર્ગીય આંદોલનના તકવાદી વહેણ તરીકે સખત ટીકા કરી. — પૃ.૧૬.

[11] **ઓવેનપંથીઓ** — બ્રિટિશ તરંગી સમાજવાદી રોબર્ટ ઓવેન (૧૭૭૧—૧૮૫૮)ના સમર્થકો અને અનુયાયીઓ.

રોબર્ટ ઓવેને મૂડીવાદી પદ્ધતિની સખત ટીકા કરી પરંતુ મૂડીવાદી આંતરવિરોધોનાં મૂળ કારણો તે જાહેર ન કરી શક્યો. તેનું મંતવ્ય એવું હતું કે સામાજિક અસમાનતાનું મુખ્ય કારણ ઉત્પાદનની મૂડીવાદી રીત નહિ પણ અપૂરતી વાકેફગારી છે, સામાજિક અસમાનતાને શિક્ષણ તથા સામાજિક સુધારાઓ મારફત દૂર કરી શકાય એમ છે. તેણે એવા સુધારાઓનો બહોળો કાર્યક્રમ રજૂ કર્યો. ભાવિ "તર્કસંગત" સમાજનું ચિત્ર તેણે નાની સ્વશાસિત વસાહતોના સમવાયના રૂપમાં દોર્યું હતું. પરંતુ પોતાના વિચારોને અમલી રૂપ આપવાના તેના પ્રયત્નો નિષ્ફળ ગયા. (જુઓ આ પુસ્તિકાનાં પૃ૭૦—૭૩.) — પૃ.૧૮.

[12] **ફૂરિયેપંથીઓ** — ફ્રેંચ તરંગી સમાજવાદી ચાર્લ્સ ફૂરિયેના સમર્થકો.

ફૂરિયેએ મૂડીવાદી સમાજની આકરી ટીકા કરી અને માનવીય ભાવાવેગોની

અનુભૂતિ ઉપર આધારિત ભાવિ "સંવાદી" સમાજનું ચિત્ર રજૂ કર્યું. તેણે હિંસાત્મક ક્રાંતિના ખયાલનો વિરોધ કર્યો અને એવું ધોરણ અપનાવ્યું કે ભાવિ સમાજવાદી સમાજમાં સંક્રમણ કેવળ આદર્શ ફલાન્સ્તેરેસની — જ્યાં લોકો સ્વેચ્છાએ કામ કરે અને પોતાની મહેનતમાંથી આનંદ મેળવે એવી વસાહતોની — શાંતિમય હિમાયત મારફત થઈ શકે. પરંતુ ફૂરિયેએ ખાનગી માલિકીને નાબૂદ નહોતી કરી, તેની ફલાન્સ્તેરેસમાં અમીરો તથા ગરીબો બેઉ હતા. (જુઓ આ પુસ્તિકાનાં પૃષ્ઠ૭૦—૭૩.) — પૃ.૧૮.

[13] **કાબે, એતિયેન** (૧૭૮૮—૧૮૫૬) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી વૃત્તાવિવેચક, તરંગી સામ્યવાદનો મુખ્ય નિરૂપક. તે એવી માન્યતા ધરાવતો હતો કે મૂડીવાદી પદ્ધતિની ખામીઓને સમાજની શાંતિમય પુનર્ઘટના વડે દૂર કરી શકાય. તેણે પોતાના વિચારો *«Voyage en Icarie»* (૧૮૪૦) નામે કૃતિમાં નિરૂપિત કર્યા, અને અમેરિકામાં સામ્યવાદી વસાહત સ્થાપીને એ વિચારોને સાકાર કરવાની કોશિશ કરી. પરંતુ તેનો અખતરો નિષ્ફળ ગયો. (જુઓ આ પુસ્તિકાનાં પૃષ્ઠ૭૦—૭૩.)

**વાઇટલિંગ, વિલ્હેલ્મ** (૧૮૦૮ — ૧૮૭૧) — જર્મન કામદાર વર્ગીય આંદોલનના આરંભમાં તેનો મુખ્ય આગેવાન, તરંગી "સમતાવાદી" સામ્યવાદનો સિદ્ધાંતકાર. એંગેલ્સે લખ્યું છે કે વાઇટલિંગના વિચારોએ જર્મન સર્વહારા વર્ગના પ્રથમ સ્વતંત્ર સૈદ્ધાંતિક આંદોલન તરીકે ઇષ્ટ ભૂમિકા ભજવી હતી, પરંતુ વૈજ્ઞાનિક સમાજવાદના ઉદય પછી એ વિચારો સર્વહારા વર્ગની વર્ગજાગ્રતિના વિકાસમાં અવરોધ બની ગયા. — પૃ.૧૮.

[14] જુઓ ટિપ્પણી નં.૭.

[15] જુઓ ટિપ્પણી નં. ૩.

[16] જુઓ ટિપ્પણી નં.૨.

[17] આ નિર્દેશ આંતરરાષ્ટ્રીય સંગઠન 'કોમ્યુનિસ્ટ લીગ' (૧૮૪૭-૫૨)ના ૧૧ સભ્યોની ઉપર પ્રશિયામાં ચલાવવામાં આવેલા મુકદ્દમા (૪ થી ઓકટોબરથી ૧૨મી નવેંબર, ૧૮૫૨) પ્રત્યે છે. ભયંકર રાજદ્રોહના ઉપજાવી કાઢેલાં

તહોમતો મૂકીને સાત આરોપીઓને કિલ્લામાં ત્રણથી છ વરસના કારાવાસની સજા કરવામાં આવી હતી. — પૃ.૨૪.

[18] જુઓ — કાર્લ માર્ક્સ, 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સામાન્ય નિયમો'. — પૃ.૨૫.

[19] જુઓ ટિપ્પણી નં. ૧૩.

[20] **કૉંગ્રેસ પોલૅંડ** — પોલૅંડના રાજ તરીકે સત્તાવાર ઓળખાતો પોલૅંડનો હિસ્સો. ૧૮૧૪-૧૫ની વિયેના કૉંગ્રેસના નિર્ણય મુજબ રશિયાએ તેને પોતાના પ્રદેશમાં જોડી દીધો હતો. — પૃ.૨૮.

[21] **નેપોલિયન ત્રીજો** (**લુઈ બોનાપાર્ત**) (૧૮૦૮—૧૮૭૩) — નેપોલિયન પહેલાનો ભત્રીજો, દ્વિતીય પ્રજાસત્તાકનો પ્રમુખ (૧૮૪૮-૫૧), ફ્રેંચ સમ્રાટ (૧૮૫૨-૭૦).

**બિસ્માર્ક, ઓટો એડવર્ડ લિયોપોલ્ડ** (૧૮૧૫—૧૮૯૮) — પ્રશિયા તથા જર્મનીનો રાજપુરુષ તથા મુત્સદ્દી. તેની ગૃહ તથા વિદેશ નીતિઓએ જુંકરો તથા મોટા મૂડીદારોના વર્ગના હિતમાં કામગીરી બજાવી. તેણે ધાડપાડુ લડાઈઓ તથા મુત્સદ્દીગીરીની તરકીબો મારફત ૧૮૭૧માં પ્રશિયાની સરદારી હેઠળ સંયુક્ત જર્મનીની સ્થાપના કરી. તે ૧૮૭૧થી ૧૮૯૦ સુધી જર્મન સામ્રાજ્યનો ચાન્સેલર હતો.

"૧૮૪૮ની ક્રાંતિને તેની ઘણી પુરોગામી ક્રાંતિઓ કરતાં જરાય ઓછા નહિ એટલા વિચિત્ર સંગાથીઓ અને અનુગામીઓ હતા. કાર્લ માર્ક્સ કહેતા તેમ જે લોકોએ તેને દબાવી દીધી હતી તે જ લોકો તેના વસિયત વહીવટીઓ બની ગયા છે. લુઈ નેપોલિયનને સ્વતંત્ર તથા સંયુક્ત ઇટાલીનું સર્જન કરવું પડયું, બિસ્માર્કને જર્મનીમાં ક્રાંતિકારી પરિવર્તનો કરવાં પડયાં અને હંગેરિયન સ્વતંત્રતા ફરી સ્થાપવી પડી." (ફ્રેડરિક એંગેલ્સ, 'ઇંગ્લૅંડમાં કામદાર વર્ગની સ્થિતિની પ્રસ્તાવના') — પૃ.૨૯.

[22] રશિયન સામ્રાજ્યમાં જોડી દેવામાં આવેલા પોલીશ પ્રદેશોમાં ૧૮૬૩માં શરૂ થયેલા રાષ્ટ્રીય મુક્તિ વિપ્લવ પ્રત્યે આ નિર્દેશ છે. ઝારશાહીના લશ્કરે વિપ્લવને

પાશવી રીતે દબાવી દીધો. વિપ્લવના રૂઢિચુસ્ત આગેવાનોએ પશ્ચિમ યુરોપિયન સરકારોની દખલગીરીની આશા રાખેલી, પરંતુ એ સરકારોએ પોતાને ડિપ્લોમેટિક કારવાઈ પૂરતી જ સીમિત રાખી અને હકીકતમાં વિપ્લવીઓને દગો દીધો.—પૃ.૨૯.

[23] ૧૮૪૬માં ચૂંટાયેલા **પોપ પાયસ નવમા**ને "લિબરલ" ગણવામાં આવતો પરંતુ તે સમાજવાદ પ્રત્યે નિકોલાઇ પહેલા જેટલો જ દ્વેષ ધરાવતો હતો. નિકોલાઇ પહેલાએ તો ૧૮૪૮ની ક્રાંતિ પહેલાં જ યુરોપના સિપાહીની ભૂમિકા ભજવવાનું શરૂ કરી દીધું હતું.

ઑસ્ટ્રિયન સામ્રાજ્યનો ચાન્સેલર અને યુરોપીય પ્રત્યાઘાતનો ઉઘાડો આગેવાન **મેટેરનિખ** એ વખતે, પ્રખ્યાત ફ્રેંચ ઈતિહાસકાર તથા પ્રધાન, મોટી ધિરાણ તથા ઔદ્યોગિક મૂડીના સિદ્ધાંતકાર, અને સર્વહારા વર્ગના કટ્ટર દુશ્મન **ગીઝો** જોડે વિશેષ રૂપે સારા સંબંધો ધરાવતો હતો. ગીઝોએ પ્રશિયન સરકારના દબાણને વશ થઈને કાર્લ માર્ક્સને પેરિસમાંથી હદપાર કર્યા હતા. જર્મન પોલીસ કેવળ જર્મનીમાં જ નહિ પરંતુ ફ્રાંસ, બેલ્જિયમ, તથા સ્વિટ્ઝર્લૅંડમાં પણ કોમ્યુનિસ્ટોની કનડગત કરતી, અને તેમને પ્રચારકાર્ય કરતાં અટકાવવા માટે દરેક ઉપાય અજમાવતી.—પૃ.૩૫.

[24] **હાક્સથાઉસેન, ઓગસ્ટ** (૧૭૯૨—૧૮૬૬)—પ્રશિયન ઉમરાવ. નિકોલાઇ પહેલાએ તેને રશિયા આવવાની અને દેશની ખેતીવાડી પદ્ધતિનો તેમ જ રશિયન કિસાનોની જિંદગીનો અભ્યાસ કરવાની પરવાનગી આપી હતી (૧૮૪૩-૪૪). રશિયામાં ખેતીવાડીના સંબંધોમાં સામુદાયિક માલિકીની પ્રથાના અવશેષો વિશે એક પુસ્તક તેણે લખ્યું હતું.—પૃ.૩૬.

[25] **માઉરેર, ગેઓર્ગ લુડવિગ** (૧૭૯૦—૧૮૭૨)—જર્મન ઈતિહાસકાર, પ્રાચીન અને મધ્યયુગીન જર્મનીની સામાજિક પદ્ધતિનો અભ્યાસી. મધ્યયુગીન માર્ક બિરાદરીના ઈતિહાસના અભ્યાસમાં તેણે મોટો ફાળો આપ્યો હતો. —પૃ.૩૬.

[26] **મોર્ગન, લેવિસ હેનરી** (૧૮૧૮—૧૮૮૧)—અમેરિકી નૃવંશવિદ, પુરાતત્ત્વવિદ, અને ઈતિહાસકાર. અમેરિકી ઈન્ડિયનોના જીવન તથા સામાજિક પદ્ધતિના અભ્યાસ દરમિયાન એકઠી કરેલી માનવજાતિ-વિકાસ સંબંધી વિસ્તૃત

સામગ્રીના આધારે તેણે આદિમ સામુદાયિક પદ્ધતિના મુખ્ય આધાર તરીકે પરિવારના વિકાસનો પોતાનો સિદ્ધાંત ઘડયો હતો. એ ઉપરાંત તેણે વર્ગો પૂર્વેના સમાજના ઈતિહાસને ક્રમવાર ગોઠવવાની કોશિશ કરી હતી. કાર્લ માર્ક્સ તથા ફ્રેડરિક એંગેલ્સ મોર્ગનની કૃતિઓ અંગે ઊંચો અભિપ્રાય ધરાવતા હતા. માર્ક્સે મોર્ગનની કૃતિ 'પ્રાચીન સમાજ' (૧૮૭૭)ની વિગતવાર તારવણી તૈયાર કરી હતી, અને એંગેલ્સે 'પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ' નામની પોતાની કૃતિમાં, મોર્ગને એકત્રિત કરેલી હકીકતી સામગ્રીનો ઉલ્લેખ કર્યો હતો.—પૃ.૩૬

[27] જેહાદો—જેરૂસલેમ તથા અન્ય "પવિત્ર સ્થળો"માં મુસલમાનો પાસેથી ખ્રિસ્તી દેવળો પાછાં કબજે કરી લેવાના બહાના હેઠળ, ૧૧ મી—૧૩મી સદીઓ દરમિયાન પશ્ચિમ યુરોપના ઠાકોરો તથા સામંતી ઉમરાવોએ પૂર્વના પ્રદેશો પર કરેલી લશ્કરી-સંસ્થાનવાદી ચડાઈઓ.—પૃ.૪૦.

[28] માર્ક્સ અને એંગેલ્સે પોતાની આગલી કૃતિઓમાં, "શ્રમનું મૂલ્ય" તથા "શ્રમની કિંમત" શબ્દોને બદલે "શ્રમશક્તિનું મૂલ્ય" અને "શ્રમશક્તિની કિંમત" જેવા વધારે ચોક્કસ શબ્દોનો ઉપયોગ કર્યો છે. —પૃ.૪૪.

[29] આ નિર્દેશ ચૂંટણી સંબંધી સુધારા પ્રત્યે છે. ઉપયુક્ત બિલ હાઉસ ઓફ કોમન્સમાં ૧૮૩૧માં પાસ થયું હતું, અને તેને હાઉસ ઓફ લોર્ડ્ઝમાં આખરી બહાલી ૧૮૩૨માં આપવામાં આવી હતી. એ સુધારો જમીનદાર તથા નાણાકીય ઉમરાવશાહીની રાજકીય ઈજારદારી વિરુદ્ધ લક્ષ્યાંકિત હતો, અને તેણે પાર્લમેન્ટને ઔદ્યોગિક મૂડીદાર વર્ગની પહોંચમાં આણી દીધી. સુધારા માટેના સંઘર્ષમાં પ્રેરક પરિબળો રહેલા સર્વહારા વર્ગ તથા નાના મૂડીદારોને લિબરલ મૂડીદાર વર્ગે દગો દીધો અને તેઓને ચૂંટણી સંબંધી અધિકારો ન આપ્યા.—પૃ.૬૨.

[30] **ફ્રેંચ લેજિટિમિસ્ટો**—મોટા જમીનદાર ઉમરાવોનાં હિતોનું પ્રતિનિધિત્વ કરતા અને ૧૮૩૦માં ઉથલાવી પાડવામાં આવેલા બોર્બોન રાજવંશના સમર્થકો. નાણાકીય ઉમરાવશાહી તથા મોટા મૂડીદારોની ઉપર આધાર રાખતા ઓર્લિયન્સ રાજવંશની વિરુદ્ધ સંઘર્ષમાં તેમણે સામાજિક વાણીવિલાસનો

આશરો લીધો અને મૂડીવાદી શોષણ સામે કામદાર જનતાનું રક્ષણ કરતા હોવાનો દાવો કર્યો.

**તરુણ ઈંગ્લૅંડ** — ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં સ્થાપવામાં આવેલું ટોરી પાર્ટીના બ્રિટિશ રાજકારણીઓ તથા લેખકોનું જૂથ. 'તરુણ ઈંગ્લૅંડ'ના આગેવાનોએ મૂડીદાર વર્ગના વધતા જતા આર્થિક તથા રાજકીય સામર્થ્ય અંગે જમીનદાર ઉમરાવોના અસંતોષને વ્યક્ત કરવાની સાથે સાથે, કામદાર વર્ગને પોતાના પ્રભાવ હેઠળ આણવા માટે તથા મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં તેનો ઉપયોગ કરવા માટે, વાણીવિલાસની ચાલાકીઓનો આશરો લીધો. — પૃ.૬૩.

[31] **સિસ્મોન્દી, ઝ્રાં શાર્લ લેઓનાર્દ સિમોન** (૧૭૭૩—૧૮૪૨) — સ્વિસ અર્થશાસ્ત્રી અને ઈતિહાસકાર, નિમ્ન-મૂડીવાદી સમાજવાદનો નિરૂપક. સિસ્મોન્દી મોટા મૂડીવાદી ઉત્પાદનમાં પ્રગતિશીલ વહેણો જોઈ ન શક્યો. તેણે પુરાણી પદ્ધતિઓમાં તથા પરંપરાઓમાંથી, ઔદ્યોગિક ગિલ્ડોમાં તથા પિતૃશાસિત ખેતીવાડીમાંથી, એવા નમૂનાઓ શોધવાની કોશિશ કરી જે નવા આર્થિક સંજોગોને અનુરૂપ નહોતા. — પૃ.૬૫.

[32] **ગ્રૂન, કાર્લ** (૧૮૧૭—૧૮૮૭) — જર્મન નિમ્ન-મૂડીવાદી વૃત્તવિવેચક. — પૃ.૬૮.

[33] **બાબ્યોફ, ફ્રાંસુઆ નોએલ (ગ્રાખુસ)** (૧૭૬૦—૧૭૯૭) — ફ્રેંચ ક્રાંતિકારી, તરંગી સામ્યવાદનો પ્રખ્યાત નિરૂપક. તેણે એક ગુપ્ત મંડળ સ્થાપ્યું જેણે ક્રાંતિકારી સરમુખત્યારી સ્થાપવા માટે તથા લોકસમુદાયોનાં હિતોનો બચાવ કરવા માટે હથિયારબંધ વિપ્લવનું કાવતરું ઘડી કાઢ્યું. પરંતુ કાવતરું પકડાઈ ગયું અને ૧૭૯૭ના મે માસની ૨૭મી તારીખે બાબ્યોફની હત્યા કરી નાખવામાં આવી. — પૃ.૭૦.

[34] **સેંટ સાઈમન, હેનરી ક્લૉડ** (૧૭૬૦—૧૮૨૫) — ફ્રેંચ તરંગી સમાજવાદી. તેણે મૂડીવાદી પદ્ધતિ ઉપર પ્રહારો કર્યા, અને ગિલ્ડના સિદ્ધાંત ઉપર આધારિત સમાજની સ્થાપનાની હાકલ કરતો કાર્યક્રમ રજૂ કર્યો. સેંટ સાઈમનના મંતવ્ય મુજબ, ભાવિ સમાજમાં સૌએ કામ કરવાનું હતું, અને સમાજમાં દરેકનું સ્થાન તેની શ્રમસિદ્ધિઓના આધારે થવાનું હતું. તેણે

ઉદ્યોગ જોડે વિજ્ઞાનના એકીકરણનો અને ઉત્પાદનના કેંદ્રીકરણ તથા આયોજનનો સિદ્ધાંત આગળ ધર્યો. પરંતુ સેંટ સાઈમને ખાનગી માલિકી ઉપર તથા મૂડીમાંથી ઊપજતા વ્યાજ ઉપર પ્રહારો ન કર્યા. તેણે રાજકીય સંઘર્ષ તથા ક્રાંતિ પ્રત્યે નકારાત્મક ધોરણ અપનાવ્યું. તે સર્વહારા વર્ગની ઐતિહાસિક કામગીરી સમજી ન શક્યો. તેની માન્યતા એવી હતી કે સરકારી સુધારાઓના તથા સમાજને નવા ધર્મની ભાવનાની નૈતિક કેળવણીના પરિણામે વર્ગવિરોધો નાબૂદ થઈ જશે.

**ફૂરિયે** તથા **ઓવેન** વિશે જુઓ ટિપ્પણી નં. ૧૧ અને ૧૨.

[35] **ચાર્ટિઝમ** — મુશ્કેલ આર્થિક હાલત અને આપખુદ શાસને જગાવેલું બ્રિટિશ કામદારોનું વ્યાપક ક્રાંતિકારી આંદોલન. આંદોલનનો આરંભ ઓગણીસમી સદીના ચોથા દાયકાના અંતમાં વિશાળ સભાઓ તથા દેખાવોથી થયો હતો, અને તે સમયાંતરે ચાલતું છઠ્ઠા દાયકા સુધી ચાલુ રહ્યું હતું. — પૃ.૭૩.

[36] પ્રજાસત્તાકની તેમ જ લોકશાહીવાદી તથા સામાજિક સુધારાઓની હિમાયત કરતા *«Réforme»* (૧૮૪૩થી ૧૮૫૦ સુધી પેરિસમાં પ્રકાશિત) અખબારના સમર્થકો — પૃ.૭૩.

[37] **લેદ્રૂ-રોલેં, અલેક્સાન્દર આઉગુસ્ત** (૧૮૦૭—૧૮૭૪) — ફ્રેંચ વૃત્તવિવેચક, રાજકારણી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓનો આગેવાન, *«La Réforme»* અખબારનો મુખ્ય તંત્રી, ૧૮૪૮માં કામચલાઉ સરકારનો સભ્ય.

**લુઈ બ્લાં** (૧૮૧૧—૧૮૮૨) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી, ઈતિહાસકાર, ૧૮૪૮-૪૯ની ક્રાંતિનો આગેવાન. તેણે મૂડીદાર વર્ગ જોડે તડજોડ કરી લેવાની કોશિશ કરી હતી. — પૃ.૭૪.

[38] ૧૮૪૬ના ફેબ્રુઆરીમાં, રાષ્ટ્રીય સ્વતંત્રતા હાંસલ કરવાના ઉદ્દેશે, પોલીશ પ્રદેશોમાં વિદ્રોહની તૈયારીઓ કરવામાં આવી હતી. એ વિદ્રોહના મુખ્ય પહેલકો પોલીશ ક્રાંતિકારી લોકશાહીવાદીઓ હતા. — પૃ.૭૫.

[39] ફ્રેડરિક એંગેલ્સની કૃતિ **'સામ્યવાદના સિદ્ધાંતો'** 'કોમ્યુનિસ્ટ લીગ'ના કાર્યક્રમનો પ્રારંભિક ખરડો છે. 'કોમ્યુનિસ્ટ લીગ'ની બીજી કોંગ્રેસે (૧૮૪૭ની ૨૯મી નવેંબરથી ૮મી ડિસેંબર) કાર્લ માર્ક્સ તથા ફ્રેડરિક એંગેલ્સને,

કાર્યક્રમ જાહેરનામા તરીકે ઘડવાની કામગીરી સોંપી. માર્ક્સવાદના સંસ્થાપકોએ 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' ઘડતી વેળા, 'સામ્યવાદના સિદ્ધાંતો'માં રજૂ કરવામાં આવેલાં કેટલાંક વિધાનોનો ઉપયોગ કર્યો હતો. — પૃ.૭૯.

[40] ૨૨ અને ૨૩ નંબરના સવાલોના જવાબોને બદલે હસ્તપ્રતમાં લખવામાં આવ્યું છે કે "મૂળ જવાબ જેમનો તેમ", જેનો દેખીતો અર્થ એવો નીકળે છે કે 'કોમ્યુનિસ્ટ લીગ'ના કાર્યક્રમના પ્રારંભિક ખરડાઓમાંના કોઈ એકમાં નિરૂપિત જવાબ જેમનો તેમ રાખવાનો હોય. પરંતુ કાર્યક્રમનો એવો ખરડો મળી શક્યો નથી. — પૃ.૯૬.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧ ઝુબોવ્સ્કી બૂલવાર,
મોસ્કો (સોવિયેત સંઘ)

